# ર ણાં ગ ણ

: અનુવાદક :

ગોવિંદરાવ ભાગવત

ધી મહાગુજરાત પબ્લિશિંગ કં. લિ૦

સર ફિરોજશા મેહતા રોડ, કોટ,

મુંબઈ

## નિવેદન

આ કથા પૂર્ણ રીતે સ્વતંત્ર છે. આમાંના બધાં પાત્રો અને ઘટના કાલ્પનિક છે.

આ કથામાંના પાત્રોમાંથી કોઇપણ નામનું અથવા સ્વભાવ ચિત્રનું કોઇ વિદ્યમાન અથવા મૃત વ્યકિતના નામ સાથે અથવા સ્વભાવ સાથે સામ્ય દેખાઇ આવે તો તે કેવળ કાકતાલીમન્યતા છે એમ સમજવું. લેખકનો એવો બુદ્ધિપૂર્વકનો કોઇ હેતુ જરાએ નથી.

આ કથામાં જિનોઆથી મુંબઇ દરમ્યાન પ્રવાસીઓને લાવલઇજા કરનારી ઇટાલિયન સ્ટીમરનો ઉલ્લેખ અને વર્ણન છે તે પણ સંપૂર્ણ કાલ્પનિક છે. હાલમાં આમ લાવલઇજા કરનારી કોઇ પણ ઇટાલિયન કંપનીનું, સ્ટીમરનું કે તેની ઉપરના અમલદારોની વર્તણુંકનું વર્ણન કરવાનો લેખકનો ઉદ્દેશ નથી.

છઠ્ઠા પ્રકરણમાં રોયલ કમિશન સંબંધે જે ઉલ્લેખ છે તે ફિલિપ ગિબ્ઝની Ordeal in England એ પુસ્તક ઉપરથી લીધેલો છે. સર ફિલિપ તે તે રોયલ કમિશનના સભાસદ હતા.

૩૩ મા પ્રકરણમાં ઘણાં વર્ષો પૂર્વે વાંચેલી એક અંગ્રેજી કવિતાનો ઉપયોગ કર્યો છે.

—લેખક

ચોતરફ ધાંધલ મચ્યું હતું. બધાંએ રાખી મૂકેલાં કપડાં ચઢાવ્યાં હતાં. ઘર આવ્યું તેથી મોઢાં પ્રફુલ્લ હતાં. રસ્તામાં ઠેરઠેર સામાન આવીને પડતો હતો. સૂટ-કૅસિઝ, કૅબિન-ટ્રંકો, હૅટની પેટીઓ, ટેનિસની બૅગ્ઝ. દરેક ઉપર રંગબેરંગી લેબલો. સ્ટીમરના નામનાં, કસ્ટમ્સના નંબરોનાં, કૅબિનોનાં, બૅગેજ રૂમ્સનાં. બધાંમાં સુંદર લેબલો હોસ્ટેલ્સનાં હતાં. જે હોટેલમાં તે સામાન જતો ત્યાંનું લેબલ તેના ઉપર ચડતું બર્લિન, પ્રાગ, અમ્સ્ટરડામ, લૉસેન, લંડન. નામ સુંદર અને ચિત્રો સુંદર. રોજ તે હું જોતો હતો. ભારે મજા પડતી. પણ આજે બધી તરફ ઉતાવળ. પેલી બૅગ્ઝ, તેમના ખૂણા, તેમનાં ઢાંકણાં પગે અથડાતાં. પણ કોઇને દરકાર ન હોતી.

હું કેબિનમાં ગયો. મારી બર્થ ઉપરની હતી. હાથ પગ ઢીલા પડી ગયા હતા. જેમ તેમ કરીને ઉપર ચઢ્યો અને બિછાના ઉપર પડ્યો.

ઓશિકાની સામે જ પોર્ટહોલ હતું. બહાર નજર નાખી. આકાશ ઝાંખું પડ્યું હતું. તેને લીધે બધું ખિન્ન લાગતું હતું. દરિયો ડહોળાઇ ગયો હતો. શાંત અને ડહોળો. વચમાં જ જરા તડકો પડ્યો. સામે કેટલાંક હોડકાં હતાં. તેના ઉપર લાલ પોશાકવાળા ખલાસી દેખાતા હતા. મોજાં ઊંચે ઊંચે આવતાં હતાં. તેમનાં શિખરે શિખરેથી પેલાં હોડકાં કૂદતાં હતાં. ઝાડ ઉપરનાં માકડાં જેવાં દેખાતાં હતાં. વચમાં જ ડોલ્યા કરતી બૉઇઝ દેખાતી. પેલી તરફ એક દીવાદાંડી હતી. દૂર ક્ષિતિજ. તેની રેખા ચળકવા લાગી. તે તરફ જ સ્ટીમર પાછી ફરવાની હતી. મારો પ્રવાસ પૂરો થયો હતો. મારે મુંબાઇ ઊતરવું હતું. પણ મારા મનમાં વિચાર આગબોટના આગળના પ્રવાસના

આવતા હતા. એ દિવસમાં કોલંબો, પછી સિંગાપુર, મનિલા, હૉંગકોંગ અને આજથી પંદર દિવસે શાંઘાઇ!

મારા શરીર ઉપર એકાએક રૂંવાડાં ખડાં થયાં. હૅર્ટા શાંઘાઈ જવાની હતી. મારે અહીંજ ઊતરવાનું. ઊતરવાનું ખરૂં, પણ ઊઠવાની ઇચ્છા ન હોતી થતી.

૨

ઊઠવાની ઇચ્છા ન હોતી થતી એટલુંજ નહિ. મુંબાઇ આવ્યું. બધાને આનંદ થયો. પણ મને ખેદ થયો! હિંદુસ્તાન મારી જન્મભૂમિ. દૂર દેશથી હું આવ્યો. પહેલે દર્શને આનંદ થવો જોઇએ ને? પણ મને દુઃખ થયું! મારી આખી દુનિયાજ બદલાઇ ગઇ હતી. ઊંધી થઇ હતી. એડન ગયું ત્યારે હવે મુંબાઇજ રહ્યું એવી ધાસ્તી લાગતી હતી તોયે આશા હતી. સમુદ્રમાં તોફાન હતું. ત્યારે વિચાર આવતો કે આ વધે તો સારું. આગબોટ ધીમી ચાલશે. મુંબાઇ મોડું આવશે. સમુદ્ર ઉપરનો પ્રવાસ જમીનના કરતાં જુદો. ચોતરફ કેવળ પાણીજ દેખાવાનું. ત્યાં આ ગયું, પેલું ગયું આવી નિશાનીઓ દેખાતી નથી. તેને લીધે મનનું સમાધાન થતું. હજી મુંબાઇ દૂર છે. પણ નક્કી થયેલી વેળા તો આવવાનીજ. તે આવીજ પહોંચી. અમે ડેક-ઉપર ઊભાં હતાં હૅર્ટા એકદમ પાસે આવી. આંખો પાણીથી ભરાઇ ગઇ હતી. અવાજ કાતર થયો હતો. બોલી. "જોયું પેલું?" મેં કહ્યું, "શું?" તેણે રડતાં રડતાં જવાબ આપ્યો; "બોબ, પેલી પાયલોટ બોટ. મુંબાઇ બંદરની. હિંદુસ્તાન આવ્યું રે આખરે. હવે તું જવાનો!" અને અશ્રુ વહેવા લાગ્યાં.

તેજ અશ્રુ તે દિવસે તેમનું પૂર ઊલટયું. આગબોટ બંદરમાં આઠ કલાક ઊભી હતી. હિંદી પ્રવાસી બધા ઘેરઘેર

ગયા. હું આગબોટ ઉપરજ હતો. ઊપડતાં પહેલાં અર્ધો કલાક વહેલો ઊતર્યો. તોયે પગ પાછળ ખેંચાતા હતા. આગબોટ ઉપરની અવરજવર બંધ પડી. બપોરે નવા પ્રવાસીઓનું ધાંધલ શરૂ થયું. મને તેની ખબર ન હોતી. ડૉક ઉપર આવ્યો. ડેકની સામે ઊભો રહ્યો. ક્રેન્સ સામાન ચડાવતી હતી. નીચેના મજલા ઉપર ખોરાકનો જથ્થો ચડતો હતો. વચલા ડેક ઉપર પ્રવાસી-ઓનો સામાન ચડતો હતો. ઉપરના ડેક ઉપર પ્રવાસી. બધા હસતા ખેલતા હતા. કોઇના ગળામાં હાર, કોઇના હાથ કલગી-ઓથી ભરાઇ ગયેલા. ભભકદાર રંગબેરંગી પોશાક. સિપાઇ, ખલાસી, પોલિસ–અધિકારી, દલાલ. વેપારી. બધી ફરીથી એવીજ ભીડ. ગયા અગિયાર દિવસ થયા હું હમેશાં આ જોતો હતો. દરેક બંદર ઉપર તેનું તેજ. નેપલ્સ, મસાવા, પોર્ટ સૈદ, સુએઝ, એડન- પણ તે વખતે હું ડેક ઉપર હતો. આજે ડૉક ઉપર હતો. તે વખતે હૅર્ટા નાની છોકરીની જેમ અહીંથી ત્યાં દોડતી. મને ખેંચતી. કહેતી, "બોબ, પેલું જો. કેટલું મજાનું છે, નહિ ?" આજે તે સામે હતી. પણ તેનાથી બોલાતું નહોતું. તેનાં અશ્રુ અટકતાં નહોતાં તેની પાસે પ્રવાસી ઊભા હતા. કોક ખલાસી આવતો. બિભત્સ ચાળા કરતો. પણ તે તરફ તેનું ધ્યાન નહોતું. મને પણ કંઇ સુઝતું નહોતું. પાસેના ફૂલ-વાળા પાસેથી મેં ફૂલનો એક છડો લીધો, મજુરને એક આનો આપ્યો. તેને હૅર્ટાને તે આપી આવ એમ કહ્યું. તેને આશ્ચર્ય થયું. પણ તે ગયો. મેં મનમાં કહ્યું, "હૅર્ટા, છોકરી આ છેલ્લી વિદાય."

પણ એજ અર્ધા કલાક પહેલાં કહ્યું હતું. ડેક ઉપર તેના આશ્લેષને મહેનતે છોડાવ્યો અને કહ્યું, "Goodbye, friend!" તે જરા ખિન્ન થઇ અને બોલી, "બૉબ, મને

અંગ્રેજી આવડતું નથી. થોડું તેંજ શીખ્યું પણ Goodbye, my dearest એવું તારે કહેવું જોઇએ નહિ કે?" મેં તેનો હાથ હાથમાં લીધો અને કહ્યું "તું શાંઘાઇ જઇશ એટલે તને સમજાશે, મિત્રતા જ કેવળ રહી છે! આપણી પ્રીતિ હરાઇ. Goodbye dear little friend!" અને હું નીચે આવ્યો!

શબ્દોનો કંઇ ઉપયોગ છે કે? આ લખવાનો કંઇ ઉદ્દેશ હશે કે? હૅટા ફરીથી મને દેખાવાની નથી. ભરજુવાની હોય. આખી દુનિયા સામે હોય બધી શક્તિયો આધીન હોય અને એ માનવી જીવન નજીક આવે, હાથમાં હાથ લે અને કહે, "આ મુલાકાતની ક્ષણ આખરની." આવું જીવનમાં સહેજે કદી બને છે કે? મૃત્યુવેળા સિવાય? પણ અમારૂં એવું થયું. અવરજવર વધી. ગેંગવે ઉપર ગયો. કૅપ્ટનના બ્રિજ ઉપરથી સીસોટીઓ, આગબોટની વ્હીસલ, ખલાસીઓની બૂમો, લંગરોનો પ્રચંડ ઘરઘરાટ! બંદર ઉપરના લોઢાના થાંભલાને બાંધેલાં આગબો-ટનાં દોરડાં છૂટીને ઢીલાં થયાં. પાણીમાં પડયાં. તેમનો સપસપ અવાજ થવા લાગ્યો. વિવિધ અવાજોના પ્રચંડ કોલાહલમાં બંદર ડૂબી ગયું. બૅંડનો સ્વરવર ધ્વનિ ઊઠયો. પ્રવાસીઓની વિદાય, ફરીથી માળાઓનાં તોરણો, ધજાઓ, આગબોટ ઉપરથી ડૅાક ઉપર ફેંકેલા હારતોરા, તેમનો વરસાદ, આંખમાં અશ્રુ અને હસતાં મોઢાંની વિદાય......

આગબોટ હલી. મારાથી ઉપર જોઇ શકાતું નહોતું. તે કોલાહલથી હૃદય ગૂંગળાઇ ગયું. બિચારી, ગરીબ બિચારી હૅટા!

૩

હું બિછાનામાં પડેલો છું. બિમાર નથી. પણ ઉઠાતું નથી. શક્તિ જ નથી. બારીમાંથી વાંકો વળીને હું જોઉં છું. સાંજ

પડી છે. એમ્પાયર હોટેલનો નીચેનો ચોક. મુંબઇમાં સૌથી મોટો. તે જ ઇમારતો. માણસોની ભીડ. ટ્રામગાડીઓ, બસો, મોટરો. બધો એજ કોલાહલ.

બધાં શહેરો યાદ આવે છે. લંડન, પૅરિસ, વેનિસ, નેપલ્સ. મારો એક મિત્ર છે. તેને વિચિત્ર ગાંડપણ હતું. વચમાંજ બોલતાં તે અટકતો. કયાંક જોતો. હું કહેતો, "જગુ, શાનો વિચાર કરે છે ?" તેનો સ્વર આકુલ થતો. તે કહેતો, "તું હસીશ. હમણાં ચાર વાગ્યા છે. મારા મનમાં એકદમ કલ્પના આવે છે. હમણાં કલકત્તા મેલ નાગપુરમાં હશે, દિલ્લી એકસપ્રેસ ઝાંશીમાં, પંજાબ મેલ દિલ્લીના સ્ટેશન ઉપર, ફ્રન્ટિયર નાગડા હશે. મદ્રાસ મેલ ટૂંક વખતમાં જ સોલાપુરથી ઊપડશે." મને હસવું આવતું. પણ તેનું મન સદાએ ભટકવા માંગતું હતું. અમે પતંગો ઉરાડતા. ત્યારે એની કલ્પના દોડતી. ખૂબ ઊંચે પતંગ જાય. તેના ઉપર જઇને નીચે જોઇએ તો કેટલો વિસ્તીર્ણ પ્રદેશ એકદમ દેખાય. એકી વખતે બધી ગાડીઓમાં આખા હિંદુસ્તાનમાં તેનું મન ભટકતું. કેટલું સ્વાભાવિક છે એ ! આજે મને એ સમજાય છે. સાંજ પડી છે ને ? હમણાં લંડનમાં ૧૨ વાગ્યા છે. આ વખતે હું પિકૅડિલીમાં હોતો. બીજા અર્ધા કલાક પછી લંચની વેળા કામ ઉપરથી જતો.–શેફ્ટરબરી એવેન્યૂમાંથી પિકૅડિલી. નોર્થ રીજંટ સ્ટ્રીટનો વળાંક લઇને વાઇન સ્ટ્રીટમાં જતો. ત્યાં મારું એક પ્રિય ઉપહાર ગૃહ હતું. સાથે મારી જ કોલેજમાંની એક છોકરી. તેના ઉપર મારો પ્રેમ ન હોતો. તેનો પણ મારા ઉપર ન હોતો. પણ સંગત સોબત કેટલી સુખાવહ હોય છે ? પિકૅડિલીની વચ્ચોવચ એક કારંજ ફુવારો છે. તેના ઉપર મદનનું એક સુંદર પૂતળું છે. અમે રોજ તે કારંજનાં

પગથિયા ઉપર ઊભાં રહેતાં. આટલી રાહદારી વાહનોનાં, પથિકોનાં પૂરનાં પૂર ચોકમાં આવતાં અને ઉપરાછાપરી ઓસરતા પણ બધું શિસ્તબધ્ધ. ચિત્ર વિચિત્ર પહેરવેશ, સુંદર મોઢાં, ઊંચી એડિયોના ચાળા પાડનારી બૂટોની, મનોહર Shapely પગોની ચાળા પાડનારી ચટચટ! બધી તરફ અત્તરનાં તેલનો, પાઉડરોનો મઘમઘાટ! તડકો પડતો ત્યારે તો આખા સૌન્દર્યમાં ભારે ભરતી આવતી. એજ અઠવાડિયાં થયાં. તે મારો અત્યંત મનગમતો દેખાવ. તેમાં હું રોજે જીવતો.

અને પેરિસ? તે જુલાઇની ૧૪ મી તારીખ હતી. ફ્રેંચ રાજ્યક્રાન્તિની ૧૫૦ મી જયંતી હતી. બેસ્ટિલના વિધ્વંસની તે ૧૫૦ મી જયંતી હતી. કોઇ પણ ફ્રેંચ માણસ આગળ ૧૪ જુલાઇનું નામ લેવું. નાચનું સંગીત ઊમટે છે, અને યુરોપિયન લોકોનાં શરીર આપમેળેજ નાચવા લચકવા લાગે છે. ૧૪ મી જુલાઇ એ શબ્દનું જાદુ આ સંગીતના જેવું છે. રસ્તે રસ્તે, ગલીઓમાં, દુકાનોમાં, કાફેઓમાં, બધે પેરિસ આખો દિવસ નાચતું હતું; ફ્રેંચ મદ્યોનું પૂર—હાસ્યનો, આનંદનો, પ્રીતિનો પ્રચંડ કલ્લોલ—સુંદર ઇમારતો, સુંદર યુવતીઓ, સુંદર પોશાક, સુંદર રસ્તા, સુંદર દેખાવ—બધુંજ ભારે મનોહર. ગાંડા કરી મૂકનારાં એ જ અઠવાડિયાં જેમતેમ થયાં હશે. તેજ પ્રમાણે જિનોઆ. માનવી ઉથલપાથલોની યુરોપમાં દેખાનારી તે પ્રચંડ ઊંચાઇ મારી નજર સામે આવે છે.

બધાં શહેરો દેખાય છે. પણ બર્લિન મેં જોયું નથી. તો પણ તે જ નામ ફરી ફરી આંખ સામે આવે છે. હૅર્ટા બર્લિનની હતી. સામેનું મુંબાઇ હું નજર બહાર કરું છું. માથું ઓશિકા

ઉપર મૂકું છું. આ અસીમ વેદનાની કળ કયારે ઊતરશે ?

શાનું આ આટલું દુ:ખ ? હેર્ટાની પ્રીતિનું ? તેના વિયોગનું ? હશે. પણ મારું મન કાચું નથી. વિયોગના, ચિરવિયોગના ઝપાટા મેં વેઠયા છે. તેનાથી પણ ભયંકર મિત્રતાની હૂંફાળી તાપણીઓ થયેલી મેં જોઇ છે. તેવી જ તે ઓલવાઇને તેની ઉદાસીનતામાં રાખ થયેલી મેં જોઇ છે. પ્રીતિનો જખમ વાઘ-ણના બચકા જેવો હોય છે એમ કહે છે. વારંવાર તેનું મોં ખૂલે છે. પણ આ પણ જખમો મારા અંગ ઉપર છે. તોયે હું સાજોતાજો છું. પણ આ તાજું દુ:ખ અપાર લાગે છે. તેમાંથી મુકત થઇશ કે ? હૅર્ટાએ આત્મહત્યા કરી–હા. તમને મેં કહ્યું કે ? આજે સવારના ટાઇમ્સમાં મેં વાંચ્યું. ખૂણામાં કયાંક હોંગકોંગનો તાર છે. જે આગબોટમાં હું આવ્યો તે આગબોટ ઉપરની એક મુસાફર ફ્રાઉલાઇન હૅર્ટા વ્હેને સમુદ્રમાં કૂદી પડીને આત્મહત્યા કરી. મુંબાઇથી સ્ટીમર ગઇ તેજ દિવસે. કારણ ખબરપત્રીને સમજાયું નથી. મને એકવાર એમ થાય છે કે મને કારણ સમજાયું છે. વળી થાય છે. ના, તે સમજાયું નથી.

મુંબાઇમાં હું બે દીવસથી છું. હજી બહાર ગયો નથી. કોઇને મલ્યો નથી. ઓરડીમાં મારો સામાન એમને એમ પડેલો છે. શરીર ઉપર પહેરવેશ હતો તેવો જ છે. તેમાં જ હું ઊંઘું છું. આજે સવારે બહાર જવાનો હતો. હવે તે પણ સૂઝતું નથી. સામે જ ટાઇમ્સનો અંક છે. એક હોંગકોંગની આત્મહત્યાની ખબર. બીજી બર્લિનમાં હેર નોવૅાર નામના જર્મન ગૃહસ્થની. તેને ત્રણ વરસની શિક્ષા થઇ. ત્રીજી જર્મનીમાંના જ કાર્લ ફ્રાંઝ જર્મન યુવાનની. તેનો મૃતદેહ શહેર બહારની એક વાડીમાં મળી આવ્યો. આ નામો મારી જાણમાંના છે. ફ્રાંઝ, હૅર્ટાનો પ્રિયતમ

હતો નૉવોર એક જર્મન કંપનીનો મેનેજર હતો. તેમાં જ હૅર્ટા આસિસ્ટન્ટ મેનેજર હતી. અને--

પણ બધું એકદમ યાદ આવે છે. અગિયાર દિવસનાં અનેકનાં જીવન, તેના ઇતિહાસ, આગળનું ભવિષ્ય અને આજે હૅર્ટાની આત્મહત્યા. વેદનાના, ક્રોધના અંગારા ઝરે છે. મગજ બહેર મારી જાય છે. દુઃખના આ જખમોથી શક્તિ ક્ષીણ થઇ જાય છે. આવેશ ઊકળી ઊઠે છે ત્યારે થાય છે કે, ઉઠું, બંડ કરી ઊઠું! પણ હું એકલો! એક ઝાડની હિલચાલથી ઝંઝાવાત જાગે કે?

આ દુઃખ થોડું હળવું થાય એટલા માટે આ લખવાનો પ્રયત્ન કરૂં છું. પણ કેમ લખવું? આરંભ ક્યાં? અંત ક્યાં? ક્રમમાં જે અંતે કહેવાનું તે આરંભમાં જ કહું છું, એમ લાગે છે. મારી દુનિયા જ જાણે અત્યાર પૂરતી ઊલટી થઇ ગઇ છે. આરંભ, અંત, દિશાઓનો અનુક્રમ, બધું ઊંધું થઇ ગયા જેવું લાગે છે. જરા શાંત થઇને કહું છું, હં.

૪

ઑગસ્ટ મહિનો બેઠો. આકાશ ઘેરૂં ભૂરૂં થયું. તેમાં તાજા તડકાનું પીળું તેજ ભળ્યું તે મિશ્રણને લીધે બનેલી લીલોતરીની લીલાશ ફ્રાન્સની ભૂમિ ઉપર બધી બાજુ પ્રસરી હતી. તે દેખાવને લીધે ચક્રધર ભાન ભૂલ્યો.

પાંચને સુમારે રોમ એકસપ્રેસ પેરિસથી ઉપડી. બીજા વર્ગમાં એક બારી પાસે ચક્રધર બેઠો હતો. પેરિસમાં પસાર કરેલી બેસુમાર મોજની આઠ રાત્રીઓ. તેને લીધે તેનું મન હજી તંગ હતું. તેણે પરિચારકને બોલાવ્યો. શૅંપેન મંગાવ્યો.

અર્ધા કલાકમાં જ તેનું મન સ્થિર થયું. તેની અનિમિષ દૃષ્ટિ બહાર દેખાતા ફ્રાન્સની વિદાય લેતી હતી.

ગાડી ઉપનગરમાંથી બહાર નીકળી. ઘર ઠીંગણાં થયાં. પછી છૂટાંછવાયાં દેખાવા લાગ્યાં, થોડા જ વખતમાં તેમનાં સ્મરણો પણ ભૂંસાયાં. વાડો, ખેતરો અને ગાંડા કરી મૂકનારી લીલોતરીની રેલંછેલ ઊડી વચમાં જ ડાબી બાજુએ નહેર નજીક આવતી. તેના બંધ દેખાતા. નાનકડી હોડીઓમાંથી કોઇએક શોખીન જીવ માછલાં પકડતો નિશ્ચિંત બેઠેલો દેખાતો. તડકાનાં ત્રાંસા કિરણો કાંઠા ઉપરના વનમાં છાંયડા સાથે સંતાકૂકડી રમતાં હતાં. નાનકડી પગથી નહેરના જ માર્ગે જતી હતી. તેના ઉપર આરામથી ટહેલનારાં યુગલો દેખાતાં.

બધું ચિત્રના જેવું દેખાતું હતું. તેની ઉપર કોઇ પણ કૃષ્ણછાયા હશે એમ લાગ્યું હોત કે ? પણ એક નાનકડું સ્ટેશન ગયું અને પૂંઠે ગાડીની સાવ નજીક થઇને પસાર થતું અસંખ્ય કબરોનું સ્મશાન શરૂ થયું !

ચક્રધરે સામેના પ્રવાસીને પૂછ્યું, "આ સિમિટરી બહુ જુની છે કે ?" તેણે ડોકું ધુણાવી જવાબ આપ્યો, "જુની શાની ? આ તો ગયા મહાયુધ્ધમાં ફ્રાન્સને મળેલ બક્ષિસોછે !"

મૃત્યુના શિયાળાને લીધે પ્રસરેલો તે સફેદ શુભ્ર બરફ હતો !

તેનો વિસ્તાર પૂરોજ થતો ન હતો. સુંદર નકશીદાર સફેદ શુભ્ર પથરા. મૃત્યુએ પચીસ વરસ પહેલાં ઉડાવેલી મિજબાનીની બાકી રહેલી એ રંગોળી હતી ! ચક્રધરનું મન થથરી ઊઠયું. સિમિટરીની નજીકમાં કેટલાંયે સુંદર કાવ્યો તેણે વાચ્યાં હતાં વેસ્ટ મિનિસ્ટરમાં ઇંગ્લાંડના રાષ્ટ્ર પુરુષોની સ્મશાનભૂમિ છે. પૃથ્વીના કોઇ પણ ખેતરમાં આટલી અમૂલ્ય વાવણી થઇ નહિ

હોય, એમ અંગ્રેજ કવિઓ અભિમાનથી કહે છે. ફ્રાન્સના રક્ષણને ખાતર દટાઇ ગયેલા ફ્રેંચ સૈનિકોની આ બધી કબરો.

આટલી સુંદર લીલોતરીનું ક્ષણમાં રણાંગણ થયું ! સુખોપભોગના વિલાસમાં ચકચૂર થયેલા ફ્રાન્સમાં પણ આગામી યુધ્ધની હીલચાલ સંભળાતી હતી !

તેને ફ્રેન્ચ આવડતું નહોતું. પેરિસમાં વર્તમાનપત્રો વાંચી શકતાં નહોતાં. ખાસ અંગ્રેજી વર્તમાન પત્રો મેળવવાની ખટપટ તેણે કરી નહિ. રાષ્ટ્રરાષ્ટ્રમાંથી દ્વેષની ચિનગારીઓ ઊડતી હતી. તેની કંઇ પરવા ન હોતી. પણ કયાંએ જઇએ તોયે એકાદ બનાવ એવો બનીજ જાય. તેને ખાતરી થાય કે આ દેશો કબરમાંથી હમણાંજ ઊઠયા છે, ફરીથી કબરોમાં દટાવા કરે છે !

બધે આની પ્રતીતિ થતી. પણ વિલાસની દુનિયામાંથી પણ એ થાય એ નવાઇ નથી કે ?

૫

આગલી રાતની વાત. એકનો સુમાર હતો. હુદલ્લાંદેમાંના એક નાચઘરની સામે ચક્ધર મોટરમાંથી ઉતર્યો. તે ફૂટપાથ ઉપર આવ્યો. તેણે બારણામાંથી ડોકિયું કરી જોયું. પચાસસો યુગલોનું ધાંધલ ચાલતું હતું. ઉત્તેજિત થયેલા મનને શાંત કરવા માટે તેણે સિગારેટની પેટી કાઢી. લાઇટર સળગાવવાની શરૂઆત કરી. કેમે કરી તે સળગે જ નહિ.

રાત્રી ઠૂંઠાળી હતી. રસ્તો શાંત હતો. એવામાં સાવ નજીકમાંથી કોઇએ હાંક મારી, "મશ્યુર." તેણે વળીને જોયું. તેની પાસે એક સ્ત્રી ઊભી હતી. રાત્રીના પેટાળમાં સ્ત્રીઓની ઉંમર છુપાવવાનું જાદુ હોય છે! સ્થુલ શરીર, ભૂખી આંખો, રંગીન હોઠ, લાલી

ચડાવેલું મોઢું. એટલું જ તેને દેખાયું. તેણે કહ્યું, "મશ્યૂર, તમે ક્યાંના" ચક્રધરે જવાબ આપ્યો, "હું ઇજિપ્શિયન છું!" તેણે આનંદથી ખભા નચાવ્યા અને કહ્યું, "ઇજિપ્શિયન એટલે આખી દુનિયામાંનો જૂનો માનવવંશ અને હજી જીવંત છે! હિંદી લોકોના જેવો નામશેષ થયેલો નથી!"

ચક્રધરને આશ્ચર્ય થયું. તેણે સિગારેટ આગળ ધરી, તે લઇને તેણે આગળ કહ્યું, "મને તરસ લાગી છે. આપણે કયાંક દારૂ પીશું કે?

તેને ખાતરી થઇ. તે વેશ્યા હતી. તેણે પૂછયું, "મારી સાથે આવે છે?" તેણે આનંદથી કહયું, "ઇજિપ્તનો વિજય હો! તેણે આગળ કહયું, "મારા યુનિયનનો દર છે. મારે અમુક પૈસા જ લેવા જોઇએ! પણ ચાલો ત્યારે પૈસાનું પછી જોઇ લઇશું!"

બંને જણ મોટર તરફ વળ્યાં. વળાંક લાંબે જતાં મોટરના દીવાનો પ્રકાશ તેના મોઢા ઉપર પડયો. એકદમ બારણું ઊઘડયું. ચક્રધરનો ભોમિયો ડ્રાઇવર બહાર આવ્યો. તેણે ચક્રધરને કહ્યું, "મશ્યૂર, આ શું? આ ડોશી છે!

બાઇએ તેને ચૂંટી ખણી અને કહ્યું "મોઢું સંભાળ!" પણ તેને તુચ્છકારી કાઢી તેણે કહ્યું, "ચાલ નીકળ. ડોશીને લઇ જઇને શું બાળવી છે? સાહેબને સુંદર તરૂણ છોકરીનો પ્રેમ જોઇએ છે!"

તે મોટેથી હસી અને બોલી, "મૂઆ, આજ કાલમાં લડાઇ થશે! બે મહિના પછી તું કદાચ મરી પણ ગયો હશે! આ દિવસોમાં કદી કયાંએ પ્રેમ મળે કે? પ્રેમ સુસ્થિત જીવનમાં જીવે છે, રણાંગણમાં નથી જીવતો!"

ચક્રધરે ધ્યાન દઇને તેના તરફ જોયું. પૂછયું, "તું અંગ્રેજી સરસ બોલે છે!" "હું અંગ્રેજ છું મશ્યુર. કૅસેનોવા શું કહે છે તે

ખબર છે ને તમને ? પ્રીતિના ખેલમાં પંચેન્દ્રિયોની સહાય જોઇએ !" તે હસી, અંદર બેઠી અને ચક્રધરને અંદર લઇને તેણે ડ્રાઇવરને કહ્યું, "ચલાવ છોકરા !"

લૅટિન ક્વોર્ટરમાંની એક હોટેલમાં ચક્રધર તેને લઇ ગયો. તેની ટકટક ચાલુ જ હતી. પણ તેણે મૂંગેમોઢે ઓરડીનું બારણું ઉઘાડ્યું. દીવો સળગાવ્યો. ખુરશી તેની સામે ખેંચી. અને અભરાઇ ઉપરથી દારૂ કાઢીને બે પ્યાલા ભર્યા, તેની સામે પ્યાલો ધરતાં તેણે પૂછ્યું, "તું કેટલો વખત અહીં રહી શકીશ ?"

તેણે એક ઘુંટડો લીધો અને કહ્યું, "નાયકણને એક રાત્રી એટલે એક જન્મ હોય છે. આ જન્મ તમને અર્પણ કર્યો છે એમ સમજો !"

તેણે દારૂ પૂરો કર્યો. પ્યાલો નીચે મૂકયો. માથા ઉપરની હૅટ ઉતારી અને તેના તરફ પૂંઠ કરીને બોલી, "આ પીઠ ઉપરનાં બટન કાઢી આપો છો કે ?

તેણે તેને ખુરશી ઉપર બેસાડી. પછી સામેની બારી ઉઘાડી. પડદો ખસેડયો. ત્યાંજ ઊભો રહીને તેણે તેને કહ્યું, "મારે ફક્ત તારી હકીકત જ સાંભળવી છે !"

તેને ખૂબ હસવું આવ્યું. તેણે કંટાળીને કહ્યું, "હસવાનું શું છે ?" તેણે થોભીને જવાબ આપ્યો, "તમે નવા દેખાઓ છો હજી. વેશ્યાને ત્યાં જવાની વૃત્તિ ઉત્પન્ન થાય છે ત્યારે માણસ પોતાની સાથેજ ઢોંગ કરવા લાગે છે. મનમાંનો હેતુ સંતાડી રાખવાનો અને પોતાને એમ કહીને પટાવવાનું. કે મારે તો નાયકણની ખરેખરી સ્થિતિ શી હોય છે તે જોવું છે, બને તો એકાદનો ઉધ્ધાર પણ કરવો છે !"

તે ચિડાય છે એમ જોઇને તેણે કહ્યું, "કંટાળશો નહિ 'ફક્ત' કહ્યુ તેનું હસવું આવ્યું. પણ પૈસા લીધા સિવાય હું જવાની નથી હં!"

તેના લાડભર્યા આવિર્ભાવની તેને ચીતરી ચડી. હવે તેનો ચહેરો તેને સ્પષ્ટ દેખાયો. ફુલેલા ગાલને લીધે આંખો સંતાએલી હતી. હડપચી ઉપર બે કરચલી પડેલી હતી. બેસુમાર રંગેલા હોઠ અને વચમાંથીજ બહાર આવતી જીભ! આવા હોઠને વહેતા જખમ મોંની ઉપમા આપેલી એકવાર વાંચ્યાનુ તેને યાદ આવ્યું!

તેને ચીડ ચડી. પાટલુનના ખિસ્સામાંથી સો ફ્રેંકની નોટ તેણે બહાર કાઢી. સામેના પલંગ ઉપર તે નાખી અને કહ્યું. "ચાલ નીકળ લે તારા યુનિયનનો દર. તારા બોલથી છેતરાઇ તને હું અહીં લઇ આવ્યો, ઘરડા રૂપથી નહિ.

પછી થોડી વાર રહીને તેણે પોતાની હકીકત કહી.

તેણે કહ્યું, " હું ઇંગ્લિશ છું. ફ્રાન્સની ભૂમિ ઉપર વેશ્યા થઇ. અહીંજ હવે રહું છું. કારણ ઇંગ્લાંડમાં કાયદાની કનડગત હોય છે. ત્યાં ધંધો કરવા દેતા નથી.

હું સોળ વર્ષની હતી. ચૌદની સાલમાં યુદ્ધ શરૂ થયું. ફ્રાન્સમાંજ ખરી ધૂમ ઊડી. હજારો ને લાખો સૈનિકો ફ્રાન્સમાં આવતા. મરાતા, લડાઇમાં દરેક હુમલા પહેલાં સૈનિકોને રમ થાય છે. લડાઇના દિવસોમાં સ્ત્રીનો ઉપયોગ પણ મરણપૂર્વે ક્ષણિક મોક્ષનો અનુભવ કરાવનાર ઘેનના સાધન પૂરતોજ હોય છે. બધા પુરૂષોએ પ્રાણની માયા છોડી હતી. બધા તરૂણ હતા

જીવ હાથમાં લેનારા બધા પુરૂષો. બધા યુવાનો. અત્યાચારોએ માઝા મૂકી. બેલ્જીયમમાં સ્ત્રીઓ ઉપર જર્મનોએ કર્યા નહિ હોય એટલા અનાચાર ફ્રાન્સમાં આપખુશીથી થવા લાગ્યા.

એક વર્ષોમાં ફ્રાન્સમાં હજારોની સંખ્યામાં અનૌરસ પ્રજાની વૃધ્ધિ થઇ. તેમના પિતાઓનું ઠામઠેકાણું નહોતું. ચોતરફ આગ સળગેલી. મન ભ્રમિતના જેવાં થયેલા આવું થયું ન હોત તોજ નવાઇ.

છેવટે શ્રીમંતોના ઘરની દિવાલો તોડી પાડવાનો વારો આવ્યો. સરકાર ગભરાઇ ગઇ. અંગ્રેજ સૈનિક—સૈન્યોની ચાલુ ભરતી આવતી હતી. બધે લશ્કરી કાયદો. આવતી કાલે મરવા નીકળેલા તે સૈનિકોને કઇ શિક્ષાની બીક લાગવાની હતી?

હું ઇંગ્લાંડમાં હતી. ઘેર કોઇ નહિ. હોટેલમાં પીરસનારીનું કામ કરતી હતી. મારો પ્રિયતમ લડાઇમાં ગયો હતો. તેના પત્રો, એજ મારા જીવનમાંનું અડધુંઅડધ સુખ હતું.

અમે ફ્રાન્સમાં કેવી રીતે આવ્યાં કોને માલમ ? ખબરો આવવા લાગી ફ્રાન્સમાં સૈનિકો માટે યુવાન છોકરીઓ પૂરી પાડવામાં આવે છે! ખરૂં ખોટું કોને ખબર ? અમારી હોટેલમાં યુવાન હતી તે બધી તેમાં હતી. આગબોટ અમારા જેવી છોકરીઓથીજ ભરેલી હતી.

ફ્રાન્સમાં આવ્યાં. થોડાજ રોજમાં હું નાયકણ થઇ!

ભીડની જગાએ અંદર પેસવા માટે માણસોની હારો બંધાય છે તેવી અમારી ઓરડીઓની બહાર હારો બંધાતી.મોટાં દિવાનખાનાંહતાં.સાદા આડપડદા રહેતા. તેજ ઓરડીઓ. સૈનિકો આવતાં. દારૂ પીધેલા, ચકચૂર, શું કરીએ છીએ તેના ભાન વિનાના. બીજે બારણે બહાર નીકળતા. વીશ પચીશ જણ આવી જાય એટલે નવી છોકરીઓ આવતી.

હવે તેનું કંઇ લાગતું નથી. તે વખતે વિચિત્ર વિચાર આવતા. કોઇવાર થતું, અમે ઇંગ્લાંડ માટે આ કરીએ છીએ! યુદ્ધ પૂરૂં થશે એટલે ઇંગ્લાંડ આનો બદલો આપશે, જુવાન જોધ છોકરા.

તેમનો ઉત્સાહ અદૃશ્ય હતો. મરવાની તૈયારી દેખાતી. મન ઘણી-વાર કોક તરફ ખેંચાતું! પણ કશા માટે વખત નહોતો.

યુદ્ધ પૂરું થયું. હું ઇંગ્લાંડ પાછી ગઇ. પણ હવે હું વેશ્યા થઇ હતી. મારે માટે સમાજમાં જગા નહોતી. કામ મળવાનો સંભવ નહોતો. એકજ ધંધો હતો તે કરવા લાગી.

એ વરસે એકવાર હું પકડાઇ ગઇ, ત્યારે મને સમજાયું કે ઇંગ્લાંડમાં વેશ્યાના ધંધાને કાયદાથી મનાઇ છે! હું થોડી શિક્ષામાં છૂટી ગઇ, હવે પાવરધી થઇ હતી, ફરીથી ધંધો શરૂ કર્યો. ફરીથી ધંધો ફરીથી શિક્ષા, આમ કેટલીયેવાર થયું. જુવાન હતી ત્યારે ગમે તેમ પણ ચાલતું. રૂપ ઓસરી ગયા પછી કોણ પુછે? પેટની પંચાત પડવા લાગી લંડનમાં ધંધો ચાલે નહિ. આડ ગામે જવું એમ કરીને લીવરપુલ તરફ ગઇ.

પરમ દિવસે જ એક ખટલો થયો. તમે વાંચ્યો હશે. શસ્ત્રોનાં કારખાનાંનાં રહસ્યો એક અંગ્રેજ એકારે જર્મન જાસુ-સોને ત્રીશ પાઉન્ડમાં વેચ્યાં! તે સ્કોચ હતો. ગઈ લડાઇનાં જખમી, નકામો થયો હતો. છેલ્લાં વીશ વર્ષ તેનાં બેકારીમાં ગયાં. છેવટે મોહને વશ થઇને, એકવાર ઇંગ્લાંડને ખાતર જર્મનો વિરૂધ્ધ લડનાર તે માણસે અંગ્રેજી કારખાનાંનાં રહસ્યો જર્મનોને વેચ્યાં!

પણ મને બીક લાગેલી તે જુદાંજ કારણોથી. વર્તમાન-પત્રોમાં સ્કોચ માણસે દેશદ્રોહ કર્યો એવાં મથાળાં આવ્યાં. લોકો કહેવા લાગ્યા, આ ઘરબોળુઓ છે. આજ આઇરિશો વિશે ઇંગ્લાંડમાં દ્વેષ છે. યહુદીઓ વિશે જર્મનીમાં છે. તેવું જ આગળ જતાં સ્કોચનું થવાનું! હું મૂળ સ્કોચ. મારા માર્ગમાં આ જર્મન જાસુસીની જાળ ઘણીવાર પ્રસરેલી હતી. બધાં પાપ

થયાં. તેમાં આ દેશદ્રોહનું નથી જોઈતું. એમ લાગવાથી હું પેરિસમાં આવી. અહીં સુખેથી પેટ ભરું છું. અહીં કાયદાની કનડગત નથી.

૬

અંધારું થયું. જમવાનો વખત થવા આવ્યો. કોરિડોરમાંથી નાનકડી ઘંટડી વગાડતો ભોજન તૈયાર છે એવી બૂમો પાડતો પરિચારક ગયો. ચક્રધરને ભાન આવ્યું. તેના ડબાનું બારણું ઉઘડયું. એક હિંદી છોકરી અંદર આવી. તેણે એકદમ ચોંકીને કહ્યું, "માફ કરો હં. હું ડબો ભૂલી." અને તે પાછી ફરી.

ચક્રધર ઉઠયો. કેટલી કાળી તે તેને દેખાઈ! અને તેમાં તેણે હોઠ રંગેલા હતા! તે કદરૂપપણાને લીધે તેણે નાનપણમાં સાંભળેલી વાતોમાંથી છોકરાં ખાનારી ડાકણની વાર્તા યાદ આવી! તેની પૂંઠે જ લતીફ અંદર આવ્યો અને બોલ્યો, "ઊઠો ઊઠો. જમવા ચાલો છો ને ?"

ચક્રધરે તેના તરફ જોઈને કહ્યું, "તમે આ કાળી છોકરીની પણ પૂંઠે પડયા લાગો છો?" તેણે હસીને જવાબ આપ્યો, "ભાઈ, મારો દલાલનો ધંધો છે! દલાલી કોલસાની પણ કરું છું! અને સોનાની પણ કરું છું. ચાલ જમવા ચાલ!"

બંને ભોજનના ડબા તરફ ગયા.

અબદુલ લતીફ એક નંગ હતો. મહેતા એન્ડ કંપનીની લંડનમાં ઈસ્ટ–સેન્ટ્રલમાંના એક આડરસ્તા ઉપર export import ની દુકાન છે. ત્યાં લતીફને પહેલવહેલો ચક્રધરે જોયો. ઈંગ્લાંડ છોડતી વખતે મહેતાની વિદાય લેવા ચક્રધર ગયો. પોળ-માંની ચાલી જેવી ઇમારતમાં તે દાદરો ચડતો હતો. તે વખતે વિચાર ચાલતા હતા, મહેતાને પેરિસ સુધી સાથે લઈ જવો,

તેણે છેવટનું બારણું ઉઘાડયું અને એકદમ કહ્યું, "મહેતા તેં કબૂલ કર્યું હતું એકવાર પેરિસ આવવાનું–" પણ મહેતાનો આવિર્ભાવ જોઇને તે એકદમ અટકયો. તેને બેસાડી દઇને મહેતાએ નજીકમાં જ આંગળી ચીંધીને હળવે અવાજે કહ્યું, "જરા થોભ. ઍંટવર્પ સાથે વાત ચાલે છે. આપણે પછીથી વાત કરીશું"

ટેલિફોન ઉપર ઉતાવળે ઉતાવળે લતીફ જ ફ્રેંચમાં વાત કરતો હતો. તેની ઉંમર કહેવી કઠણ હતી. કાળી આંખો, અસલ ઇજિપ્શિયન કાંતિ, શરીર ઉપર ઊંચી જાતનો સૂટ. તેનું બોલવું પૂરું થયા પછી મહેતાએ તેનું ઓળખાણ કરાવ્યું, અને કહ્યું, "તારે સંગાથ જ જોઇએ છે ને? હું અહીંથી હાલી શકતો નથી. પણ આ ભાઇ પેરિસ જવાના છે. ઇચ્છા હોય તો તને જિનોઆ સુધી પણ પહોંચાડશે."

લતીફે પૂછ્યું, "તમે પાછા હિંદુસ્તાન જવા ઊપડયા?" મહેતાએ હસીને કહ્યું, "હા, લડાઇ થવાની તેથી ગભરાયો છે." ચક્રધરે જવાબ આપ્યો, "તારે ઠીક છે ભાઇ. ગોરી સ્ત્રી છે. ઘરબાર અહીં જ છે. તારે લડાઇ થઇ તોયે શું ને ન થઇ તોયે શું?" મહેતાએ લતીફ તરફ જોતાં જોતાં કહ્યું, "જીવ કોને વહાલો નથી હોતો? લડાઇ થવાની જ છે એવું આ સાહેબ નકકી જણાવે એટલે હું પણ અમેરિકા નાસવાનો!"

"આ જર્મનીના પરરાષ્ટ્રમંત્રી થવાના" મહેતાએ મજાકમાં કહ્યું, "તેના કરતાં પણ મોટા. એ શસ્ત્રોના કારખાનાંઓનો માલ વેચનાર દલાલ છે. લડાઇ થતી ન હોય તો પણ ઊભી કરવી એ તેમના હાથમાં છે."

લતીફે સિગારેટ સળગાવી અને ધુમાડો ઉડાડતાં ઉડાડતાં કહ્યું, "મહેતા તો મજાક કરે છે હં. પણ આ વાત ખોટી નથી. માલ ભેગો થાય એટલે ઉઠાવવો જ જોઇએ. જે રાષ્ટ્રો તે વેચાતો

લે છે તેમણે તે ખપાવી નાખવો જ જોઈએ. તોપો, દારૂગોળા ખપાવવા એટલે લડાઈ થવી જ જોઈએ. વધારે નફો થાય તે માટે લડાઈ ચાલુ રાખવી જોઈએ. ધંધાનું તત્ત્વ જ એ છે. ધંધા જો ચલાવીએ નહિ તો દેશમાંની સમૃદ્ધિ ઓછી થાય. માણસો મરે !"

ચક્રધરે હસીને કહ્યું, "હા, તમારાં કારખાનાં ચાલ્યા કરે એટલે છેવટે જીવતા રહેશે ફક્ત દલાલો અને કારખાનાંના માલીકો.

આ બધી વાતમાં સાર હોય કે ન હોય. શસ્ત્રોનાં કારખાનાંના ચાલકો જ યુધ્ધો ઊભાં કરે છે, એવો લોકોનો ખ્યાલ એટલો પાકો થયો છે કે અમેરિકાએ બધાં કારખાનાંઓના વહેવારની સરકારી તપાસ કરાવી હતી. બ્રિટનમાં એક રોયલ કમિશન પણ નિમાયું હતું. આ કારખાનાં રાષ્ટ્રની માલીકીનાં હોવાં જોઈએ એમ કહેનારા લોકો છે. પણ શસ્ત્રોનાં કારખાનાં સરકારી માલીકીનાં થાય તોપણ શું થવાનું ? નફાખોરીની મધલાળ બધે જ વ્યાપેલી હોય છે. યુદ્ધની પર્વણી સુલભ, શ્રીમંતાઈ માટે બહુ સારી. ગયા યુધ્ધમાં જ્યૂ લોકોએ જર્મનીનું જે જે કર્યું તેમાંનું કંઈ પણ ઈંગ્લાંડમાંના, ફ્રાન્સમાંના કરવાનું અથવા બીજાં મિત્રરાજ્યોમાંથી ક્યાંયના નફાખોરોએ બાકી રાખ્યું નહોતું.

ત્રણે જણ ઉઠયા. ચા પીવા ગયા. મહેતાએ ચક્રધરને કહ્યું, "તને આટલો સુંદર સંગાથ પેરિસમાં આપ્યો છે તે માટે મારો આભાર માન. આમની બીજી દલાલી તને કહું. પણ તે તદ્દન ખાનગી છે હં ! ગોરી છોકરીઓને આખી દુનિયામાં વેચવાની. કૅબરેજ, થિયેટરો, નાચઘરો, વેશ્યાવાડા બધે છોકરીઓ પૂરી પાડવાનો એક વેપાર ચાલે છે. white slave traffic કરીને. તેની સાથે આમનો નજીકનો દૂરનો થોડો સંબંધ છે."

ભોજન પૂરું થયું. કોફીના કપ આવ્યા. લતીફે ચિરૂટ સળગાવતાં કહ્યું, "I am very happy. નાનપણમાં ગરીબ હતો ત્યારે શ્રીમંત થવાની શરત લગાવી હતી. હવે લડાઇ થવાની એ નક્કી. એક લડાઇ થાય તો બેસિલ ઝારાફના કરતાં પણ હું શ્રીમંત થઇ બતાવીશ !"

ચક્રધરે કહ્યું, "ઝારાફનું નામ મેં સાંભળ્યું નથી. કોણ એ ?"

તે હસ્યો. મેં પૂછ્યું, "હસો છો કેમ ? "તેની નજર જરા અંતર્મુખ થયા જેવી થઇ. તે બોલ્યો, "શસ્ત્રોનાં કારખાનાંના વહેવાર સંશયાસ્પદ હોય છે. તેમની તપાસ કરવા માટે ઇંગ્લાંડમાં રોયલ કમિશન નિમાયું હતું. વાયકર્સ એ દુનિયામાંનું યુધ્ધોપયોગી સામગ્રીનું સૌથી મોટું કારખાનું. તેના મુખ્ય ડાયરેકટરોની સાક્ષી હતી. એક સભાસદે પૂછ્યું. 'સર બેસિલ ઝારાફને ને તમારે કંઇ વહેવાર છે કે ? સાક્ષીદારે જવાબ આપ્યો, "ઝારાફનું નામ મેં સાંભળ્યું નથી. કોણ છે એ ?' તેની મને યાદ આવી.

સર બેસિલ ઝારાફ એ શસ્ત્રસામગ્રી વેચનારો દુનિયામાંનો સૌથી મોટો દલાલ. તેણે અપાર સંપત્તિ મેળવી. કોઇપણ રાષ્ટ્રની સરકારમાં તેનો કોઇ ખાસ માણસ હશે. તેન આંટાફેરા શરૂ થાય એટલે થોડાજ દિવસમાં યુધ્ધો શરૂ થશે એવાં ભવિષ્ય ભખાતાં. તે ઘણું કરીને સાચાં ઠરતાં. મંચુકિયો, ચીન, ઍબિસીનીયા, બધી લડાઇઓની શરૂઆત આવા દલાલોના આંટાફેરાથીજ થઇ હતી."

ચક્રધરે ચિડાઇને કહ્યું, "I hate this business of war !" લતીફે જવાબ આપ્યો, "Oh ! it is a lovely business ! લડાઇની ચીડ ચડે છે એમ ? યુધ્ધ કયાં નથી ? હમણાં શાંતિ છે ને ? પણ તોપોના અવાજ સંભળાતા નથી તેથી બધું વ્યવસ્થિત ચાલ્યું છે એમ તમે સમજો છો કે ? My dear fellow, all is war under Mark !

સવારે મોદાન ફ્રંટિયર ઉપર ગાડી આવી, આ ફ્રાન્સની સરહદ બોલકણા હસમુખા ફ્રેંચ લોકો, તેમનાં નાનકડાં ઘર, પોપ્લર વૃક્ષોની હારો, બધાંનું આ છેલ્લું દર્શન. સ્ટેશનનો પોર્ટર હોય, માસ્તર હોય, પોલીસ હોય, બધાની વર્તુણૂંકમાં સ્વાભાવિકતા, નિખાલસતા, મોટેથી બોલવું, વારંવાર નાચતા ખભા, ફરી ફરીને ઉઠતા હાસ્યધ્વનિ, Pardieu monseigneur merci mademvisell, મીઠી ફ્રેંચ ભાષાનો કિલબલાટ, અર્ધા કલાકમાં બધું પાછળ જતું રહ્યું. ગાડી ઇટાલીમાં દાખલ થઇ, ઇટાલી સુંદર છે, પણ ફ્રાન્સના કરતાં ગરીબ. સૃષ્ટિનો વૈભવ મોટો પણ વસ્તી જૂનવાણી, ગંદી. સ્ટેશન ઉપર ગાડી ઉભી હતી. આજુ-બાજુ આલ્પ્સની હારો. તેમનાં શિખરો ઉપર બરફ, પાછળની બાજુએ સુંદર વહેળો વહેતો હતો. નાનકડાં પણ જૂના ખંડેર ઘરો. ઠીંગણા લોકો. વનશ્રી ખીલેલી પણ જગાએ જગાએ જાહેરાતનાં પાટિયાં. તે પાટિયાં ઉપર મુસોલોનીની સહીના સંદેશા લખેલા. લોકો મળે એટલે હાથ ઊંચા કરે. ફેસિસ્ટ સલામ કરે.

ફ્રાન્સમાં તેને ભાષા સમજાતી નહોતી, અને અહીં પણ એજ પ્રશ્ન. ફ્રાન્સમાં તેને મોકળાશ લાગતી. અહીં જકડાયા જેવું લાગવા લાગ્યું. ફ્રંટિયરના સ્ટેશન ઉપર જ તેને તેનો અનુભવ થયો. સવારના ૫–૬ વાગ્યા હશે. ચાર કલાક પછી તે જિનોઆ પહોંચવાનો હતો અને છ કલાકની અંદર હિંદુસ્તાનની આગબોટ ઉપર. સામાન ઉપર સ્ટીમરનાં લેબલો હતાં, પણ તેનો સામાન બારીકાઇથી તપાસવામાં આવ્યો. અમલદારોની ભાષા તેને સમજાય નહિ, વર્તણુંકમાં અસભ્યતા, ઉધ્ધતાઇ નહોતાં પણ નજરમાં શંકા સ્પષ્ટ દેખાતી. તેની પાસે ઇટાલીના મિત્રરાષ્ટ્રોનો પાસપોર્ટ નહોતો. ઇંગ્લાંડનો હતો. જ્યાં જુઓ ત્યાં આજ શંકા, લોકોમાં યુધ્ધની સંભવિતતાની ચર્ચા ચાલુ હતી. બહાર, ઝાડ ઉપર

ઘરો ઉપર, તારના થાંભલા ઉપર, ખેતરોમાં મુસોલીનીની સહીના સંદેશા લટકાવેલા. વચમાં જ કોઇક ખેતરમાં કોઇક ડોસો ઘાસ કાપતો દેખાતો. ઘાસની નાની નાની ઢગલીઓ હારબંધ મૂકેલી દેખાતી. તેટલા પૂરતું આ શંકાનું, insceurity ના વાતાવરણનું વિસ્મરણ થતું. નહિ તો બધે એ જ પુકાર.

યુરોપ આખું ગોરૂં છે. ઇટાલિયન્સ જ માત્ર શામળા હશે. તેમના વાળ પણ આપણા જેવા જ કાળા. આંખો પણ તેવી જ. સિસિલીમાંની સ્ત્રીઓ તો હિંદી સ્ત્રીઓના જેવી જ દેખાય છે. પણ ફ્રાન્સ અથવા ઇંગ્લાંડના કરતાં ઇટાલીમાં તેને અસ્વસ્થ જેવું લાગતું. ધીરે ધીરે ગાડી આલ્પ્સ ઊતરી. દરિયાની પાસે આવી. જિનોઆ આવી પહોંચી.

તે સ્ટીમર ઉપર પહોંચ્યો ત્યારે બે વાગ્યા હતા. લંચનો સમય વહી ગયો હતો. ત્રણ વાગ્યે આગબોટ ઉપડવાની. ફરીથી બહાર જવાનો, કંઇ ખાઇ આવવાનો વખત નહોતો. તે કેબિનમાં ગયો, કપડાં ઉતાર્યાં, થાકીને બિછાના ઉપર પડયો. તેને ઊંઘ આવી. જાગ્યો ત્યારે જિનોઆ જતું રહ્યું હતું. આગબોટ જિનોઆના અખાતમાં હતી. સમુદ્ર શાંત હતો. તેનું મન પણ સ્થિર થયું હતું. તેણે મનમાં કહયું, હવે દસ દિવસ આરામ. વિચાર નથી. તોફાન નથી, ખાવાનું, ફરવાનું, રમવાનું અને હસતાં હસતાં મુંબઇ ઉતરવાનું.

૭

ચાની ઘંટડી હમણાં જ વાગી હતી. હું જાગી ગયો. પેટમાં કંઇ નહોતું. ઉતાવળમાં ઊઠયો, ઊતર્યો મોઢું ધોયું, વાળ ઓળ્યા ટાઇ પહેરી, જેકેટ ચડાવ્યું અને કેબિનની બહાર નીકળ્યો.

ઉકળાટ ખૂબ થતો હતો, પાનગૃહમાં તો ગજબ થયો હતો.

ભીડ, સીગારેટનો ધુમાડો; અને પંખાનું નામ નહિ. હું નીચે ગયો. ભોજનનું દિવાનખાનું ખાલી હતું. એક મોટા ટેબલ આગળ ઘણા હિંદીઓ હતા. કેટલાકની ચા પુરી થતી હતી. કેટલા તરતના જ આવ્યા હતા. ખુરશી ખેંચી. રકાબીમાંના પાતળા કાગળના સર્વિયેટને પગ ઉપર પ્રસાર્યું, અને પરિચારકને કહ્યું, 'ચા, દૂધ અને ખાંડ.'

એટલામાં મારા ખભાને સ્પર્શ થયો. મેં ફરીને જોયું પચ્ચીસની અંદરનો મરાઠા યુવાન હશે. તેણે હસતાં હસતાં હાથ આગળ ધર્યો. અને ઓળખાણ આપતાં આપતાં કહ્યું, "હું શિંદે આપનું નામ શું ?"

તેના તરફ જોતાં જ મને સારૂં લાગ્યું. કેટલાકના મોઢાં જ એવાં હોય છે. જોતાંની સાથે સ્નેહ થશે એવી ખાતરી થાય છે. મેં મારૂં ઓળખાણ કરાવ્યું. પેલી તરફ એક મુસલમાન છોકરો હતો. તેનું પણ ઓળખાણ થયું. હસ્તાંદોલન કર્યું અને કહ્યું, "મૈં મન્નાન હૂં. આપકી તારીફ ?" મેં મારૂં નામ કહ્યું. તેની સાથે જ તેના કપાળે જરાક કરચલીઓ વળી. તે બોલ્યો, "I am afraid, it is a bit difficult for me. How do you spell it ?"

શિંદે ચા પીતા હતા તે એકદમ મોટેથી હસ્યા અને બોલ્યા, "થાકયો ભાઇ સ્પેલિંગથી. I hope you are not a German also. થોડા વખત ઉપર ડેક ઉપર ઊભો હતો. એક જર્મન પાસે હતો. તેને અંગ્રેજી શીખવું છે. જીવ સટોસટની મહેનત કરે છે એ ! તેની સાથે વાત કરવી એટલે મરણ. કંઇ બોલીએ એટલે કહેછે-હેં શું કહ્યું ? તેની સ્પેલિંગ શું ? અર્થ શો ?'

હું બ્રેડ કાપતો હતો. છરી ઉપર માખણ લીધું અને બ્રેડ

ઉપર ચોપડતાં-ચોપડતાં કહ્યું, I am glad yon dor't like German. I have a grudge against them too. આજે પાસપોર્ટના વખતે આ જર્મનોને લીધેજ હું અધમૂઆ જેવો થયો."

શિંદે હસીને બોલ્યા, "તેમની પાસે ઊભા રહેવાની જ વાર બોલવા જ માંડે. સ્ટીમર ઉપડી ત્યારે મેં કહ્યું, Beautiful Genoa! તરતજ તેણે પૂછ્યું Beautiful એટલે શું ? હવે સુંદર એટલે શું કહું, કપાળ ? અને ઉપરથી સ્પેલિંગ. અર્ધા કલાકમાં હું એવો તો કંટાળ્યો ! ચિડાયો છેવટે એક ખલાસીએ છોકરી તરફ જોઇને જરા મશ્કરી કરી, ત્યારે હું સહજ બોલ્યો, Impudent Brute તરતજ તેનાં કાગળ પેન્સિલ આગળ !' Brute એટલે શું ?' શું કહેવું ? કહો ?"

મેં હસીને કહ્યું, "તમે શું કહ્યું ?"

કાગળ વડે મોઢું લૂછતાં શિંદે બોલ્યા,

"મને કંઇ સૂઝે નહિ અને તે તો પૂંઠ છોડે નહિ. છેવટે કંટાળીને મેં કહ્યું, "Brute એટલે ઇટાલિયન !" પણ પછી તે પૂછે છે, "શું ઇટાલિયન ?" મેં કહ્યું, "હા, અથવા જર્મન પણ !"

બધા મોટેથી હસ્યા. છરીકાંટાનો ખણખણ અવાજ બંધ પડવા આવ્યો હતો. ચા પૂરી કરીને અમે ઊઠયા. મારા મનમાં જર્મનોના વિચાર ચાલતા હતા.

પાનગૃહ બધો ઘોંઘાટ. નવાં ઓળખાણ. ટેબલે ટેબલે ટોળાં. હિંદુ, મુસલમાન, કાળાગોરા, બધા હળીમળીને બેઠેલા. હસ્તાંદોલન, હસવું, બોલવું, વાદવિવાદ, બધાંનો ઘોંઘાટ ચાલતો હતો. કયાંક બીરનાં ગ્લાસ. કયાંક શેતરંજ, ડ્રાઇઝ અથવા પાનાં. અગિયાર દિવસની વસ્તી આગબોટ ઉપર. કલ્પ-

નામાં તે સદાએ સુંદર લાગે છે. પણ સૌન્દર્યને એક મોટો શાપ હોય છે. ઘણું કરીને તેનાથી કંટાળી જવાય છે. આ કંટાળામાંથી બચવું એજ દરેકનો પ્રયાસ.

હું કાઉન્ટર પાસે ગયો. સ્ટ્યૂઅર્ડ પાસે સિગારેટ માગી. ડબો લીધો. પૈસાને બદલે પાવતી ઉપર મારી સહી કરી આપી. ભીડમાંથી માર્ગ કાઢ્યો. ખૂણામાં એક ટેબલ હતું. ત્યાં પવનમાં બેસવા માટે ગયો, બેઠો, સિગારેટ ચેતાવી અને ચોતરફ નજર નાખી.

સો સવાસો પ્રવાસીઓ હશે. અર્ધા કાળા અને અર્ધા ગોરા. બધાનો પહેરવેશ એકજ કોટીનો. બૂટ, પાટલૂન, શર્ટ, ટાઇઝ, મારી દ્રષ્ટિ હિંદી લોકોને ઓળખી કાઢતી. આ બંગાળી, આ પંજાબી, આ મદ્રાસી. પણ ગોરી ચામડીમાં ભેદ કળાય નહિ. કેટલીક તરૂણ છોકરીઓ, કેટલીક પ્રૌઢાઓ, એક બે વૃદ્ધાઓ. પુરૂષો હતા તે પણ એવાજ પણ તેમની જાત કે દેશ ઓળખાય એમ નહોતાં. સામેજ એક છોકરી હતી. સિગારેટ પીતી હતી. મોટી આંખો, ફુલેલા ગાલ, ગોરો વાન, ઊંચું કપાળ, છુટ્ટા વિખરાએલા વાળ! આંખમાં લાલસા દેખાતી. જીભ બહાર કાઢીને દોડનારી વાઘણના જેવી. મનમાં કહ્યું, આ ઘણું કરીને પોલ હશે. અંગ્રેજ નથીજ. તેનું નામ માર્થા એ પાછળથી સાંભળ્યું.

પાસેના એક જુવાને કહ્યું, "માફ કરો. હું ઍશટ્રે લઉં કે?" મેં માફી માગીને ઍશટ્રે આગળ ખસેડી. જોતો હતો પેલી છોકરી તરફ. તે હસીને બોલ્યો. "She is a peach is'nt she?" હું શરમાયો નહિ. મુસાફરોને શરમાવા જેવું કંઇ હોતું નથી. મને ખબર હતી. વિલાયત જઇએ એટલે એક વિચિત્ર અનુભવ થાય છે, સગાંવહાલાંના, ઓળખાણીનાં, સમા-

જ સંકેતોનાં બંધનો છૂટી જાય છે. નજીકના મિત્રની સાથે આપણે જે વ્યક્ત ન કરી શકીએ તે વાસનાઓનું, લાલસાઓનું પ્રદર્શન ત્રયસ્થ આગળ આપણે સહજ રીતે કરીએ છીએ. જીવવાની ગતિ પ્રચંડ, ભોગોની તકો અપાર અને વખત થોડો. ખોટો સંભાવિતપણાનો દેખાવ કરવો નકામો હોય છે. સિગારેટ કેસ ઉઘાડીને મને સિગારેટ આપતાં તે બોલ્યો "કહિયે, કયા રાય હૈ?"

મેં સિગારેટ સળગાવી. તેનો આશય મને સમજાયો. તે છોકરીનો શિકાર કરવા સંબંધે મારો મત તેને જોઇતો હતો. મેં કહ્યું, "રાય કિસ કી? બદતે જાઇયે. આખિર મામલા હૈ તો દસહિ દિન કા?"

દસ દિવસનો પ્રવાસ. સુખસગવડની વિપુલતા હતી. ખાવું, રહેવું, પીવું, નાચવું. ઊણપ એકજ વસ્તુની. સ્ત્રીની. તેટલી મળી જાય તો પ્રવાસ પૂરેપૂરો સફળ. બધાનું આમજ માનવું. તે મોટેથી હસ્યો અને બોલ્યો, "ભઇ આપતો વાકઇ શોકિન હો! કઇ સકતા હૂં યે પંજાબકી જબાન હૈ!" હું હસ્યો, પણ હું પંજાબી નથી એ તેને કહયું નહિ. આ પછી થોડી વાતો થઇ. તે સિંધી હતો. મદનાની તેનું નામ. છોકરીઓમાંની કોઇ એક મને પસંદ પડી છે કે નહિ એવું તેણે પૂછયું. ત્યારે મેં કહયું, હું થાકયો છું. બે વરસ યુરોપમાં હતો. આવતાં પંદર દિવસ પેરિસમાં બધા શોખ હમણાં તો પૂરા થયા છે. તેણે જોરથી ડોક હલાવી કહયું, "ભઇ, યે હો નહિ સકતા. આપ દર્દી હો. હમારા સાથ કરના હોગા. બસ ઇસીમે એકાદ પસંદ કર લો. ઉસકે પિછે પડેંગે."

મેં આસપાસ નજર કરી. જે તે ચકચૂર હતા. ૧૦–૧૨ તરૂણીઓ હશે. કોક હસીને પડોશી સાથે વાત કરતી હતી. એક જણ હવા ખાતી હતી. લાઉડ સ્પીકરમાંથી સંગીત ઊઠતું

હતું. એ ત્રણ જણ જ્યાં ઉભી હતી ત્યાંજ તાલ દેતી હતી, ડોલતી હતી. તેમનો મનોહર લટકો, ડોલનારી ડોકો, વાળ પાછળ કરવા માટે ચાલતી મથામણ, બધું જોયું. એક પણ છોકરી તરફ મારૂં મન ખેંચાયું નહિ. મેં મારા મિત્રને કહ્યું. આખિર યે હોતી કૌન હૈ ?' તેણે કહ્યું, " Oh They are all Germans. But that is neither here nor there !"

મેં તેને કહ્યું : "Excuse me. I have a grudge against Germans, I dont fall for any of these girls."

ત્યાર પછી અર્ધા કલાકમાં મારી એક જર્મન સાથે દોસ્તી થઇ. હું પાનગૃહમાં બેઠો હતો. શિંદે મને શોધતા આવ્યા. મેં સિગારેટ આગળ ધરી, તેમણે આભારપૂર્વક કહ્યું, "માફ કરો. હું પીતો નથી." મારી પાસે સોપારી હતી. તેનો તેમણે ઇન્કાર કર્યો. હું ચકિત થયો. જાણીબૂઝીને કહ્યું, "કંટાળો આવ્યો છે, ચાલો, થોડી વિસ્કી મંગાવીએ." તેમણે હસીને કહ્યું, "હું બિમાર હોઉં તોજ દારૂ પીઉં છું !" હું સ્તબ્ધ બન્યો. આશ્ચર્યને સંતાડવાનો પ્રયાસ કર્યો અને કહ્યું, "એટલે વિલાયતી છોકરીઓ સિવાય તમે બીજી કશી પંચાતમાં નથી પડતા એમને ?" તે સાંભળીને મોટેથી હસી પડીને તે બોલ્યા, "વિધ્વંસ, હું ડોકટર છું. સાદા ભોળા હિંદી મનને થનારું ગોરી ચામડીનું આકર્ષણ મારે માટે રહ્યું નથી."

ભલો માણસ ખોટું બોલતો નહોતો. જૂઠું બોલવાની જરૂર જ નહોતી ત્યાં. મહારાષ્ટ્રીય છોકરીઓની આ ગંમત મેં ઇંગ્લાંડમાં બહુ જોઇ છે, કોણ જાણે કેમ, તેમને હાથે અનાચાર બહુ ઓછો થાય છે. મારા જેવો કોકજ હશે. મારી પાસે પૈસો

હતો. રસિકતા હતી. રસિકતાનો અંત સ્ત્રીપૂજામાં થાય છે. મારી રસિકતાનો અંત પણ એવો જ આવતો. વળી હું ઇંગ્લાંડ ગયો તે આવી મનોદશામાં–પણ તે હશે.

શિંદે ખુશમિજાજમાં હતા. મેં કહ્યું, "આશ્ચર્ય છે. તમને કોઇ વ્યસન નથી? ગુણોને રૂંધી નાખનારૂં અહીંનું વાતાવરણ તે પણ તમને ગાંડા બનાવી શકતું નથી, અને પાછા ખુશમિજાજમાં છો! I envy you!"

ટેબલ ઉપર હાથ મૂકીને તે નમ્યા. બોલ્યા, 'વિધ્વંસ I have made a friend. I am very happy તમારો પરિચય કરાવી આપું? ચાલો." મેં પૂછ્યું, "પણ છે કોણ?" "જર્મન." મેં જાણી જોઇને ભમ્મરો ચડાવીને કહ્યું, "પણ શિંદે, તમારા ને મારા સ્નેહમાં એક જ વસ્તુ હતી. જર્મનો વિશે તિરસ્કાર અને હવે–" તેમણે મારો હાથ પકડ્યો, ખેંચ્યો અને કહ્યું, "અરે. તેને તો અંગ્રેજી શીખવા પ્રત્યે જ તિરસ્કાર છે. જર્મન સિવાય બીજું કંઇ જોઇએ નહિ. જુઓ તો."

તેમનો હાથ ઝાલીને હું સ્મોકિંગ રૂમની બહાર નીકળ્યો.

૮

બહાર લખવા માટેનાં ટેબલ રાખ્યાં હતાં. તેમની ઉપર બે છોકરીઓ પત્રો લખતી હતી. ભીંત આગળ આરામ ખુરશીઓ હતી. તેમની ઉપર એક બે જણ ઝોકાં ખાતાં હતા. પેલી તરફ દાદર હતા. પ્રવાસીઓ ચડ ઊતર કરતા હતા, ડાબે હાથે મોટી બારી હતી. બારી શાની, બારણું જ હતું તે. મજબૂત લોખંડી કમાડ. તે ઉઘાડીને ભીંતને અડકાડેલાં હતાં. બહાર ભૂમધ્ય સમુદ્ર. આગબોટથી કપાતું પાણી ઊડતું હતું. તેનું સુંદર ફીણ ઊછળતું હતું. તુષાર શરીર ઉપર ઊડતા હતા. બારણાને આડા સળિયાનો કઠેરો હતો. પાસે એક તરુણી બેઠી હતી. કૃશ, મેલો પોશાક, પીંખેલા વાળ. વેશ ગરીબાઇનો. કપડા

ઉપર એક બાળક ચડતું હતું, તેનો નિષેધ કરીને તેને નીચે ખેંચીખેંચીને તે હેરાન થઇ ગયા જેવી દેખાતી હતી.

શિંદેએ હાંક મારી, 'લુઇ!' પણ પેલા બાળકે ફરીને જોયું નહિ. મોજાં ઉછળીને નીચે પડતાં હતાં. નાનકડી ટેકરીઓ રચાતી, પછી ખાડા. સતત જોયા કરીએ તો હીંચકા ઉપર બેઠા હોઇએ એમ લાગે અને છેવટે મોજાં ફૂટતાં ત્યારે તો વાદળી ઘોડાના મોંઢામાંનું ફીણ જ લાગે! તે હીંચકા ઉપર લુઇ તલ્લીન થઇ ગયો હતો. તેની માએ શિંદે તરફ જોયું. હસીને સ્વાગત કર્યું અને લૂઇને ખેંચીને તે બોલી, "લુઇ! લુઈ! ઑંકલ !"

પણ શિંદે કાકાની લુઇને પરવા નહોતી. તો પણ ઑંકલ શબ્દથી તે વળ્યો. મધુર ચહેરા ઉપર બતાવી શકાય તેટલો નિષેધ બતાવી તેણે કહ્યું, "Nien, Nien, no uncle! Deutseh ?"

શિંદેએ મારા તરફ ફરીને કહયું, "જોયું, તેને અંગ્રેજી અંકલ નથી જોઇતો. ડૉઇશ (જર્મન) શબ્દ જોઇએ છે 'કાકા' માટે.' પછી તેમણે તેને ઉપાડ્યો,

લુઇને શિંદે ઉપર મમતા થઇ હશે. શિંદેને બે થપાટો લગાવી. ગાલને બચકું ભર્યું અને જર્મનમાં કહયું, "કાકા કાકા !"

ત્યારપછી કલાક સુધી હું, શિંદે અને લુઇ ખૂબ રમ્યા. તેની ભાષા અમને સમજાતી ન હોતી અને અમારી તેને. અંગ્રેજીનો તેને તિરસ્કાર અને ડૉઇશ સાથે અમારૂં વાંકું. કરપલ્લવી, નેત્રપલ્લવી. પ્રત્યક્ષ પદાર્થપાઠ, હસ્તરેહના ચાળા કરવાના! અર્થ સમજાય એટલે મજા. ન સમજાય તો તેના કરતાં પણ મજા. ભિન્ન દેશોના અમે પ્રવાસી. પણ અમારો સ્નેહ કેવો નિર્મળ હતો! બીજા પ્રવાસીઓની માફક અમારી મિત્ર-

તામાં, બોલવામાં, રમવામાં, હસવામાં અનુચિત અનુભવની ચર્ચા નહોતી, મેલ નહોતો, બૌદ્ધિક વિવાદનો આગ્રહ નહોતો, થાક નહોતો. ડેકના ધોળા દૂધ જેવા કઠેરા, કૌતકથી ખુરશીઓ ઉપરથી જોનારા પ્રવાસીઓ, તેના બૂમબરાડા તરફ જોનારી સ્ત્રીઓની વત્સલ દ્રષ્ટિ, પાણીની ગર્જના, ફીણ અને તુષાર, અને તેમાંથી તરી આવતું લુઇનું સીટીના જેવું મીઠું, થોડું કર્કશ પણ અત્યંત નિખાલસ હાસ્ય! યાદ આવે છે ત્યારે આજે વેદના થાય છે. માણસને સ્મૃતિ એ શાપ છે વિસ્મૃતિ એ આશીર્વાદ છે એનો ઘડીભર વિચાર થઇ આવે છે.

સાંજ સુધી અમે બંને જણ તેની પાછળ ઘેલા થયા. તે ય દૂર ખસતો નહોતો. જમવાનો વખત થવા આવ્યો. મારે કપડાં પહેરવાનાં હતાં. લુઇને ઉપાડયો. ડેક ઉપરથી ઊતર્યો. રસ્તામાં જે મળે તે અમારી સાથે વાત કરે. સાધારણ રીતે ઓળખાણ સિવાય વાત ન કરનારી સ્ત્રીઓ આંખ ઉપર ડાબલા પહેર્યા હોય તેમ સીધી જોતી, સીધી જતી. કોક ઍંગ્લો ઇંડિયન બાઇ પણ આવતી. તેને તો હિંદી કાળો વર્ણ કાંટા જેવો લાગતો. પણ તેમાંની પણ એક હસી. માર્થા આવી. તેણે રસ્તામાં અમને બંનેને રોકયા. લુઇને લેવાનો પ્રયત્ન કર્યો, તેને ચુંટી ખણી ગલી કરી તાણી જોયો. પણ લાલસામાં ન ઝબોળાએલું તેનું મન! મિઠાશમાં સુંદરતામાં માર્થાના કરતાં સો ગણી સમૃદ્ધિ તેની પોતાની હતી! તેણે તેનો નિષેધ કર્યો! મારી કોટે વળગાડેલા હાથ છોડયા નહિ. અને તે છોકરી પણ છોડતી નહોતી. છેવટે શિંદેએ તેને લીધો, અને હું તેના તોફાનને લીધે અસ્તવ્યસ્ત થયેલી ટાઇને સમારવા લાગ્યો. એવામાં મારા ખભા ઉપર કોઇકે હાથ મૂકયો. તે છોકરીની પૂંઠે પડેલો પેલો મદનાની, તેણે મારો હાથ દબાવતાં કહ્યું, "Thats the

staff you cateh the child, the child catches lovelier for you !"

મને વિચિત્ર લાગ્યું. પણ બોલ્યો નહિ. નીચે ગયો. શિંદે લુઇની મા સાથે વાત કરતા હતા. બિચારી આનંદમાં હતી. મેં પાછળ જોયું. પાસે મુખ્ય સ્ટુઅર્ડ ઊભો હતો. તેણે ગળામાંનો 'ઓ' સમાર્યો. મોઢું ઉઘાડ્યા જેવું કર્યું અને આંખો પટપટાવી. મેં તેના તરફ જોઇને પૂછ્યું, "Yes, steward ?"

તે આગળ આવ્યો, શિંદે વાત કરતા હતા લુઇ સાથે. ગલીપચી કરીને તેણે ધીમેથી તેમને કહ્યું, "Goodbye, better mummy, clever you two."

શિંદે ક્રોધથી લાલ થયા. તેમણે જમણા હાથની મૂઠી વાળી તે ઉંચે ઉગામી અને હળવે સાદે તેને કહ્યું "See this ? do not repeat it again–not to me !"

લુઇની મા હસતી હતી. ઘણે ભાગે તેને અર્થ જ સમજાયો નહિ હોય !

૯

આગબોટ નિરાંતે ચાલતી હતી. જિનોઆનો અખાત. અહીં સમુદ્ર ઘણું કરીને વાદળી હોય છે, પણ આજે બધે શાંત હતું. હાલવાનું નહિ, ડોલવાનું નહિ. બધા પ્રવાસીઓ લહેરમાં હતા. રંજન માટે સ્ટીમર ઉપર વિવિધ કાર્યક્રમો હોય છે. પણ આજે પહેલો જ દિવસ. હજી તે શરૂ થયા નહોતા.

બારમાં નજીકમાં જ ચાર જણ બ્રિજ રમતા હતા તે તરફ મારૂં ધ્યાન ગયું. એક બે જણ બાજુએ બેસીને દાવ જોતા હતા. તેમાં જ એક તરુણ છોકરી હતી. ઊનના જેવા વાળ. તે એક વાદળી ફીતથી બાંધેલા. વર્ણે ગોરો. ઊંચું કપાળ. બહુ મોટી નહિ તોયે પાણીદાર ભૂરી આંખો, નાક ખૂબ ભરાવદાર

હતુ. તેના હોઠની એક મઝા હતી. બિડાય એટલે ફક્ત એકજ બારીક રેખા દેખાતી. છુટ્ટા પડે એટલે તેમનો સુરેખ વાંક દેખાઇ આવતો. આગલા દાંતમાં બે સોનાના હતા. તે ચળકતા હતા.

આટલું વર્ણન હું કરૂં છું. પણ તમને તેની કલ્પના આવશે કે નહિ કોણ જાણે! મારી આંખો સામે તે આખું સ્વરૂપ જેવું ને તેવું છે. પણ તેને મેં પ્રથમ જોઇ ત્યારે તેના મોઢાની વિશેષતા મારા મનમાં કોતરાઇ નહિ હોય, એટલું યાદ આવે છે. ચહેરો ઉદાસ, ભારે ખિન્ન એમ વચમાં જ લાગતું. દ્દષ્ટિમાં બુધ્ધિમત્તાની ચમક દેખાતી. મેં તેના તરફ જોયું તેજ વખતે તેની ય દ્રષ્ટિ મારા તરફ હતી. પણ આંખો મળી છતાં પણ મનને તાણ પડી નહિ ઊલટું તેની દ્રષ્ટિમાં આશ્ચર્ય દેખાયું. તે તાકી જ રહી છેવટે મેં નજર ફેરવી. પાઇપ પીતો હતો. તે બુઝાઇ ગયાનું નિમિત્ત કર્યું. દિવાસળીની પેટી શોધવા લાગ્યો.

ફરીથી ઉપર જોયું. એની મેળે નજર તેના તરફ જતી ગઇ. આશ્ચર્યની વાત એ કે તે ફરીથી મારા તરફજ જોતી હતી. એટલામાં મન્નાન તેની પાસે આવ્યો. તેણે તેના ખભા ઉપર હાથ મૂકયો અને વાંકા વળીને તેના કાનમાં કંઇક કહયું. મન્નાને તેની સાથે દોસ્તી બાંધવામાં સફળતા મેળવી હતી. તે સ્પષ્ટ દેખાતું હતું. પણ તેની સાથે વાત કરતાં કરતાં પણ તે મારા તરફ જ જોતી હતી. મારો સંકોચ પણ ઓસર્યો હતો. તેની ધૃષ્ટતાનું આહ્વાન સ્વીકારી હું તેના તરફ તાકી જ રહ્યો અને જોતો હતો.

તે જોવાનો અર્થ શો હતો તે કહી શકવું કઠણ છે.

આગળ જતાં અમારી મિત્રતા બંધાઇ. મેં હૅર્ટાને પૂછ્યું. પણ તે પણ કહી શકતી નહોતી.

તે દૃષ્ટિમાં ચોરી નહોતી. સંભ્રમ નહોતો. કોઇ પણ સૂચના નહોતી. તેને જાણે ભાન જ નહોતું પ્રથમ ખાલી આશ્ચર્ય કુતુહલ હશે- ત્યાર પછી એક પ્રકારની ખાલી જોયા કરવાની પ્રચંડ ભૂખ. નવાઇ એ કે મોઢા ઉપર બીજો કોઇપણ ભાવ ન હોતો. હોઠ ઉપર સ્મીતની છાયા પણ ન હોતી. હેર્ટાના કહેવા ઉપરથી માલમ પડે છે, તે તેની પ્રીતિની પહેલી દ્રષ્ટિ હતી. પણ તે દૃષ્ટિથી હું ચકિત થયો. જરાક આકર્ષિત થયો, આ સિવાય મને કોઇ પણ ભાવના થઇ નહિ એટલુંજ વિચિત્ર લાગે છે કે ઘણા વખત સુધી તેના તરફ જોવા છતાં તેની પાસે જવાની, વાત કરવાની મારી હિંમત ચાલી નહિ. તે જોવામાં સ્વાગત હતું, આમંત્રણ હતું. નિષેધ હતો કે તિરસ્કાર હતો તે મને જરાએ સમજાતું નથી. અને મોઢાના બેભાનપણાને લીધે કોઇ પણ નિર્ણય કરી શકાતો નહોતો. વાસ્તવિક રીતે આવી રમતમાં હું નિષ્ણાત થયો છું. બે વર્ષ પૂર્વે મારા પહેલા પ્રેમનો ભૂકો થયો. એક છોકરી ઉપર મને પ્રીતિ થઇ. તેની પણ મારા ઉપર હતી, આણ, કરાર, સોગન, વચન, ઇત્યાદિ થયાં. પછી નોકરીને લીધે એક જ વરસ સુધી તે બંગાળમાં હતી. ત્યાંજ તેના પિતા ગુજરી ગયા. તે એકલી પડી. અમારો પત્ર વ્યવહાર ચાલતો હતો. મને તો યાદ આવેજ છે. હું ખરા દિલથી, ખૂબ પ્રાણપણે મારા ભાવોનું વર્ણન કરતો, પત્રોમાં તેની વીનવણી કરતો. તેણે પણ પોતાના પત્રોમાં મારા વિશેનો અસંતોષ કદી પ્રગટ કર્યો નહિ. મારી પાસે પૈસો હતો, સ્નેહી સોબતી હતા. સુખનાં બધાં સાધનો અને શકયતા હતાં. આવી સ્થિતિમાં એક દિવસ તેના આવેલા પત્રનો અર્થજ મને સમજાયો નહિ." તારા ઉપરનો મારો મારો પ્રેમ ખરો નહોતો અને નથી. પણ એકાકી જીવન અસહ્ય

હતું. હું બીજા એક છોકરાના પ્રેમમાં સપડાઇ છું. છેલ્લા થોડા મહિના મારા મનને ઘણો ક્લેશ થયો. તને તે દેખાત તો તેં ક્ષમા કરી હોત. હું તેની સાથે લગ્ન કરૂં છું. એવો તેનો આશય હતો.

ઉમાને લબાડ સ્વાર્થ સાધુ કહેવી કઠણ હતું. મારા કરતાં તેનો પતિ ઓછો પૈસાદાર હતો. શિક્ષણમાં પણ ખાસ ફરક નહોતો. તે પત્રથી અલબત્ત મને આઘાત થયો. શરૂ શરૂમાં તે છોકરીનો દ્વેષ ન કરવો અશકય થયું. તેનોજ નહિ, પ્રીતિના અનુભવનોજ! મીઠી મુલાકાતો, ગાંડા કરી નાખનારી વાતો, મુગ્ધ કરનારી નજરો બધાનો તિરસ્કાર આવ્યો. કોઇપણ તરુણ છોકરી દેખાય, તેની વર્તણુંકનું મોહકપણું નજરે ચડે તોયે લાગતું કે આ નખરો છે, નાટક છે, શુદ્ધ છેતરપિંડી છે! શિકારની તૈયારી છે! સ્ત્રીઓના કોમળ અવાજ, તેમનું નાજુકપણું, મનોહર લટકા, લજ્જા, બધું મને ઢોંગ લાગતું. દિવસ પસાર કરવા ભારે થયા. છેવટે ઊઠયો અને લંડન જતો રહ્યો. બે વર્ષ. એટલામાં પુરો પાવરધો થયો. પૈસો હતો, રસિકતા હતી અને કડવા અનુભવનું ઝેર મનમાં હતું. ભોગ ભોગવવા પુષ્કળ અને છતાં મનથી અલિપ્ત રહેવું એ પણ સાધ્યું. હવે મને કોઇ પણ વાતની નવાઇ લાગતી નથી. મન મૂકીને હસી શકાતું નથી, રડી પણ શકાતું નથી. જાણે કે ભાવનાનું સરોવર યુરોપની ઠંડીથી ભીંજાઇ ગયું છે! તેનો બરફ બાઝી ગયો છે!

હૅર્ટા જોતી હતી. હું પણ તાકી રહેતો હતો. પણ મનનો નિર્ણય થતો નહોતો. ઊઠવા બેસવાની ધૃષ્ટતા થતી નહોતી.

બ્રિજનો દાવ ચાલુ હતો તે પૂરો થયો. મન્નાન ફરીથી હૅર્ટાની પાસે આવ્યો. તેણે તેને ડેક ઉપર જાવ એમ સૂચવ્યું.

તેણે નકાર્યું. ટેબલ ઉપર દાવ વિશે ચર્ચા ચાલતી હતી. મારી પાસમાંજ માયકેલ બેઠો હતો. તે દાવના માર્ક માંડતો હતો. તેણે પૂછ્યું. 'Gentleman, Honours!'

સામે સહાય હતા. તેમણે કહ્યું, "જવા દે ને. પાંચ સાત માર્ક શાના માંડે છે?" માયકેલે ડોક હલાવી અને કહ્યું. 'પાંચ સાત કરી કરીનેજ સો થાય છે અને સો માર્ક એટલે એક ચાર પેની. Must put down honours!' મેં મોટેથી કહ્યું 'Ah Michael; You are worse than a jew!'

બધા મોટેથી હસી પડ્યા, પણ મારું તે તરફ ધ્યાન ન હોતું. હૅર્ટા એકદમ ઊઠી. તેણે મન્નાનનો હાથ ઝાલ્યો અને તે ડેક ઉપર જતી રહી. પણ દરવાજા પાસે ગઇ, ત્યાં ઘડીભર થોભી મારા તરફ એક કટાક્ષ ફેંક્યો અને પછી બહાર ગઇ.

તે નજરનો અર્થ સમજવો કઠણ નહોતો. નિરાશા વેદના અને ક્રોધ! એકાએક મનમાં વિચાર આવ્યો, આ છોકરી યહુદી તો નહિ હોય?

એક જર્મન સીધો મારા ટેબલ તરફ આવતો હતો. કદાચ તે મારા તરફ આવશે એ ભયથી મેં પાસેનું પુસ્તક ઉઘાડ્યું. વાંચવા માંડ્યું. પણ તે આવ્યો જ. મારા ટેબલ પાસે બેઠો. અને જાણી બુઝીને વાત કરવાની શરૂઆત કરવા માટે તેણે કહ્યું, 'Goodnight Sir!'

મેં ઉપર જોયું. માથા ઉપર જરાક તાલ, સ્થુલ સુખ વસ્તુ શરીર, લટ્ઠ ચહેરો, પહેરવેશ સાદો હતો. અર્ધી પાટલુન અને અડધી બાંયનો સદરો. મારા તરફ જોઇને તેણે મસ્તક નમાવ્યા જેવું કર્યું અને ફરીથી કહ્યું, 'Goodnight Sirs, nice Night:

તેની નજરમાં સ્નેહની અપેક્ષા હતી. તેને નિરાશ કરવો શક્ય નહોતો તેની Goodnight ની સલામીથી મને જરાક હસવું આવ્યું. મેં અભિવાદન કર્યું અને ઉત્તર આપ્યો, 'Evening Sir. Yes, very pleasant night isn't it ?'

તત્કાળ તેનો ચહેરો ચિંતાતુર થયો.

"Evening! Good night નહિ ? મને લાગ્યું કે ગુડનાઇટ કહેવાતું."

મેં કહ્યું. "ગુડનાઇટ ઘણે ભાગે વિદાયને વખતે કહેવાતું સાંજે પહેલી મુલાકાત થાય એટલે Good evening કરીને સ્વાગત કરવાનું હોય છે."

'એ...મ ?" એમ કહીને તેણે શર્ટના ખિસ્સામાંથી એક નોટ કાઢી અને આ તફાવત લખી લીધો. પછી ફરીથી પૂછ્યું: "મેં Nice Night કહ્યું. તમે શું કહ્યું વારૂં ?" મેં કહ્યું, "Pleasant night" "હા, હા, Pleasant. Pleasant એટલે શું ? તેની સ્પેલિંગ કહેશો ? હું લખી લઉં છું.'

હું હતાશ થયો. શિંદે કેમ ઉઠી ગયા તે મને સમજાયું ! આજ પેલો એમનો જર્મન, અંગ્રેજી શીખવા માગતો હતો તે. પોર્ટ હોલમાંથી બહાર જોયું. આકાશનો એક વર્તુળાકાર ટૂકડો દેખાતો હતો. ઘણા બધા તારા. રાત્રી ખરેખર સુંદર દેખાતી હતી. નિરભ્ર અને વાદળી પણ આ અરસિકને તેના સૌન્દર્યનું કુતૂહલ નહોતું, અંગ્રેજી સ્પેલિંગનું હતું.

તેના બોલવાથી હું ફરીથી ભાન ઉપર આવ્યો. તેણે ડિક્શનરી કાઢી. તેમાંનું પાનું ઉઘાડી તે બોલ્યો, "મળ્યું. Pleasant પ્લેઝન્ટ એટલે Pleasing, પ્લીઝીંગ એટલે શું ? મારે અંગ્રેજી-જર્મન ડિક્શનરી મેળવી લેવી જોઇએ. પ્લીઝીંગ

એટલે શું ? કહેશો કૃપા કરીને ?"

હું એ કહી શકતો નહોતો. ઉદાહરણો આપીને અર્થ વ્યકત કરવાનો પ્રયત્ન કર્યો. છેવટે તેને સમજાયું. મને જરાક શંકા થઇ. તેનું તૂટયું ફૂટયું અંગ્રેજી મને સમજાવા લાગ્યું. તેની સાથે કેમ વાત કરવી એ પણ ધ્યાનમાં આવ્યું. સાવકાશ, સહેલા શબ્દો, સાદાં વાકયો વાપરવાનાં. વાત કરતી વખતે તેના ચહેરા ઉપર સતત જોયા કરવાનું. શબ્દ ન સમજાય એટલે તેના કપાળ ઉપર ચિંતાની કરચલી વળતી. તરતજ પ્રતિશબ્દ. બીજા શબ્દો, ઉદાહરણો, હાથના આવિર્ભાવ, જુદા જુદા ઉપાયો અજમાવવાની હું કોશીશ કરતો. મેં બીર આપવા માંડયો. તે તેણે લીધો નહિ. સિગારેટ પણ નકારી, પણ સભ્યતાથી. તે મને ગમવા લાગ્યો. કાયટેલ તેનું નામ. તેનું હસવું નિખાલસ હતું. બોલવું આર્જવ યુકત હતું. આંખમાં આનંદ દેખાતો. પણ એક પ્રકારની ક્ષમાશીલતા પણ લાગતી. તેણે દુનિયા ઘણી જોઇ હતી એમાં શંકા નથી. અમે ઘણો વખત વાતો કરતા હતા.

મેં કહ્યું, "તમે શાંઘાઇ જાઓ છો, તમારે ચીની શીખવાનો પ્રયાસ કરવો જોઇએ. તે અંગ્રેજી માટે કેમ કરો છો ?"

તેણે જવાબ આપ્યો, "મારે શાંઘાઇમાં ગુજરાન કરવું છે. અંગ્રેજીની કિંમત છે તે ચીનીની નથી. તમને શાંઘાઇની મહિતી છે કે ?" મારી પાસે કોઇ માહિતી નહોતી. પણ કહ્યું, "સાંભળેલી થોડી છે. તે ઉપરથી લાગે છે, કિંમત ન હોય તો પણ ચીની સિવાય તમારૂં ઘણું અટકી બેસશે."

તેણે હસીને પૂછ્યું, "તમને ચીની આવડે છે કે ?" મેં ના કહેતાં જ તે બોલ્યો, "ચીની એ ભાષાજ નથી એવો મારો ખ્યાલ છે. બજારમાં કૂતરાં બિલાડાંનાં રમકડાં મળે છે. તમે

જોયાં છે? માથાપર મારીએ, પેટ દબાવીએ એટલે ચીં ચીં ચૂં ચૂં કરે છે, તેજ ચીની ભાષા એવો મારો ખ્યાલ છે!" એમ કહીને તે હસ્યો, હું પણ હસ્યો. તેના હસવામાં એવું સ્વાભાવિકપણું હતું. મેં તેને કહ્યું, "તમે બહુ સરસ હસો છો!" જરાક ગંભીર થઇને તેણે જવાબ આપ્યો, "હા, હવે ગળું મુકત લાગે છે. ચાર વર્ષ થયાં. હસવું ભૂલ્યો હતો."

તે શબ્દોથી, ખાસ કરીને તે સ્વરથી હું ચોંકયો. તેના ખાનગી દુઃખ વિશે વાત કરવી મારે માટે અશકય નહોતું. વિષય બદલવા વાસ્તે મેં કહ્યું, "તમારી કલ્પના ખરેખર સારી છે. આવાં ચીની બોલનારાં કાગળનાં કૂતરાં બિલાડાં તમે કાઢો તો તમારી કેટલીયે તકલીફ બચી જાય!" "મારી એકલાની કે, હજારોની સંખ્યામાં અમે જર્મનો ચીનમાં જઇએ છીએ. બધાને તેનો ઉપયોગ થશે. ખરેખર" તે આગળ બોલ્યો, "આ કલ્પનાનું પેટંટ લઉં તો હું શ્રીમંત થઇશ. પેટની ચિંતા મટશે. અંગ્રેજી ભણવાનું ટળશે!" મેં હસીને કહ્યું, "અંગ્રેજી ભણવાનું ટળશે એ વાત તમારા જેવાને માટે મારા જેવાને માટે પણ આનંદની છે. પણ તમને અંગ્રેજી ગમતું નથી?"

તે બોલ્યો. "જરાય નહિ." "તો કઇ ભાષા ગમે છે?" "મારી માતૃભાષા ડૉઇશ–જર્મન." "તો આ વ્યર્થ માથાકુટ શા માટે કરો છો?" "શાંઘાઇમાં જર્મનની કિંમત નથી." "પણ આટલી તકલીફ વેઠવાની, જર્મની છોડવાનું, અંગ્રેજી ભણવાનું. એ બધો પુરૂષાર્થ શું કરવા?"

તેણે ધીમે અવાજે કહ્યું, "હું જર્મન કહેવાઉં. જર્મની મારી માતૃભૂમિ છે. ડૉઇશ! માતૃભાષા. પણ જર્મની મને પોતાનો પુત્ર સમજતું નથી. હું જ્યૂ છું. હદપાર થયો છું.

તેથી શાંઘાઇ જવા નીકળ્યો છું. ફરીથી જર્મની દેખાશે એવી આશા નથી. ઉંટર ડેન લિંડનમાં બોલાય છે, એવું શુધ્ધ ડૉઇશ કાને પડે એવી આશા નથી. માટે મારે નવી ભાષા શીખવી જોઇએ !"

૧૦

આ બધા જ્યૂ છે ત્યારે ? ક્ષણમાં ખ્યાલ આવ્યો. ગોરા લોકો પણ કાળા સાથે હળેમળે છે. આગબોટ ઉપરના ઇટાલિયન નોકરો અમને હિંદીઓને પણ માન આપે છે. પણ આમની ઉપેક્ષા કરે છે. એક જર્મન છોકરી મદનાની પાછળ ઘેલી બની છે; પેલી બીજી છોકરી મન્નાનના સકંજામાં સપડાય છે. લુઇની મા શિંદે તરફ સ્નેહની અપેક્ષાએ જુએ છે. બધાનો અર્થ એકજ છે. આ બધા જ્યૂ છે એમ ! એમની કનડગતનાં ખરાં ખોટાં વર્ણનો મેં વાંચ્યાં હતાં. નાઝીઓએ આમનો વિનાશ આરંભ્યો છે. તેજ દ્વેષને લીધે ઇટાલી, હંગેરી પોલાન્ડમાં મહા મુશિબતે સંયમ રાખી રહ્યાં છે. બધું સાંભળ્યું હતું. મુંબઇ હતો. ગ્રાંટ મેડિકલમાં ભણતો હતો. ત્યારે નાગપાડાની બાજુમાં યહુદીઓની વસ્તી જોઈ હતી. પણ જ્યૂ કહેતાં જ મનમાં જે ચિત્રો ખડાં થાય છે, તે નહોતાં થતાં. જ્યૂ એટલે ધનલોભી શાયલોક. માણસાઇનો અભાવ, દુર્ગુણોનો કેવળ ભંડાર. નીચતાની મૂર્તિ, જ્યૂ વિશે બધાના એવા ખ્યાલ. પણ આ જાતિનું જેમ દુર્ભાગ્ય મોટું છે તેમ મહિમા પણ મોટો છે. આખી દુનિયામાં તસુ જેટલી જમીન પણ એમની પોતાની રહી નથી, પણ ગયું મહાયુધ્ધ આ લોકોના ધનલોભને કારણે ચાર વર્ષ સુધી ચોળાયું. આગામી મહાયુધ્ધનો સ્ફોટક કોઠાર આ લોકોએ જ રચી મૂકયો છે. તેનો જો ભડકો થશે તો તે ધનવાન યાહુદી-

ઓની વેરની ઇચ્છાને જ પરિણામે એ હું જાણતો હતો. ઇંગ્લાંડનો રશિયા સાથે એ બનાવ, અમેરિકા આખરે યુધ્ધમાં ખેંચાવાની શકયતા, પેલેસ્ટાઇનમાંના ઝગડાને લીધે આરબ મુસલમાનોની જર્મની તરફ વળતી સહાનુભૂતિ, ગમે ત્યાં જુઓ. મૂળમાં જ્યૂનું રાજકારણ.

જેમને દેશ નથી, માતૃભાષા નથી, પણ દુનિયાની સંસ્કૃતિની પ્રગતિની ધુરા પ્રધાનપણે વહેવાનું ભાગ્ય ઇસુખ્રિસ્તથી માંડીને આઇન્સ્ટીન સુધી જેમને લાધ્યું એની આ જ્યૂ જાતિ મેં નિહાળીને જોયું. એક આખું રાષ્ટ્ર આ માણસ ઉપર વેર લે છે! એનો શો અપરાધ? ગયા મહાયુદ્ધમાં જર્મનીનો વિશ્વાસઘાત જ્યુ લોકોએ કર્યો એવું નાઝીઓનું કહેવું છે. પણ આ દ્વેષનું તત્વજ્ઞાન બીજા દેશોમાં ફેલાવા માંડે તો? આજના ચાર લાખ ખાકસારો આવતી કાલે કરોડો હિંદુઓનો વિનાશ કરવાનું બિરદ સ્વીકારશે કે? હિંદુઓનાં સંગઠન હિંદુતર જાતિયોનું નામનિશાન ન રહે એજ ધ્યેયથી આવતી કાલે લોહીની નદીઓ વહેવડાવવાના છે કે? રાષ્ટ્રીય મુકિતની આડે આવતી આજની નાની મોટી જમાતો; તેમના ઉપરની પરકીય સત્તાની સ્વાર્થી છત્રછાયા આવતી કાલે ખસી જશે તો તેમના આજના અપરાધ આવતી કાલે ભુલાઇ જશે કે?

તો શું; સુધારાની સાથોસાથ આ દ્વેષની આગ સળગતીજ રહેવાની? ગયા યુધ્ધનું વેર એજ યહુદીઓનો વિનાશ. હું ગુંચવાઇ ગયો. જર્મનીની બાજુ ખરી હશે. પણ મારી સામેનો આ સાદો યહુદી, એનો શો અપરાધ હશે? તો પછી આનો ભોગ કેમ અપાય છે? વ્યકિતનું સંકટ મોટું કે રાષ્ટ્રની ગરજ મોટી? આજે જ નહિ, સૈકાનાં સૈકાં જ્યુ જાતિ કનડગતની

ભોગ બની છે. પણ આજની આ કનડગતનો વિશિષ્ટ, નવો અર્થ છે. આની પુનરાવૃત્તિ જુદા જુદા દેશોના ઇતિહાસમાં થવાની છે કે? મુસલમાનોએ વિજેતા થઇને હિંદુસ્તાનને પોતાનો દેશ બનાવ્યો, પારસીઓએ ભીખ માગીને આશ્રય મેળવીને હિંદુસ્તાનને પોતાનો દેશ બનાવ્યો–આવા રાષ્ટ્રીય વેરનું નાઝી તત્વજ્ઞાન ઇતિહાસમાં જડ ઘાલીને બેસશે તો માનવી સુધારાની–

શરીરના રૂંવાડાં ખડાં થયાં. અનેક વિચાર. તેમાં સંગતિ નહોતી. આપણો દેશ આપણો શાથી થાય છે? કેટલાં વર્ષોનો, પેઢીઓનો નિવાસ ભૂમિને માતૃભૂમિનું મહત્વ અર્પે છે? પેલેસ્ટાઇન જ્યૂ લોકોનું હતું. હિંદુસ્તાન આજે હિંદુઓનું છે. આવતી કાલે તે તેવું જ રહેશે કે? અને આર્યોની વસાહતો દક્ષિણ સુધી પહોંચતાં સુધી હિંદુસ્તાન કોનું હતું? માતૃભાષા એટલે કોની ભાષા? આ યાહુદીઓએ જર્મનીનું સત્યાનાશ વાળ્યું, પણ પોતાને હજી એઓ જર્મન કહેવડાવે છે. ડૉઇશને માતૃભાષા માને છે એ શું કેવળ વ્યવહારની લબાડી જ છે? એમને પોતાને ખરેખર શું લાગે છે? એમના નાનપણના સંસ્કાર શા છે?

શિંદે આવ્યા. કેડ ઉપર લુઇ હતો. સાથે મા હતી. મેં લુઇને કહ્યું, "Good night," તેની માએ કહ્યું, "Say Good night to uncle." તેની સાથે જ તે એકદમ બોલ્યો, "Good night." શિંદે બોલ્યા, "No you scamp, say good night in English." પણ ડોક ધુણાવીને શુધ્ધ જર્મનીમાં તે બોલ્યો, "Nein. Nein, Deutseh Good nacht."

૧૧

નાપોલી બંદર, જિનોઆથી તે નાપોલીનો પ્રવાસ છુટીની સફર જેવો લાગે છે. પૂરૂં એક દિવસનું પણ અંતર નહિ. ઇટાલિયનોને તો ઘરમાંજ ફરી આવ્યા જેવું લાગે છે. બહારના પ્રવાસીઓને બધુંજ નવું. એક તો શહેર ભારે સુંદર છે. તેમાં ઐતિહાસિક અવશેષોને લીધે તેની પ્રસિધ્ધિ વિશેષ. પોંપેનાં સ્મૃતિચિહ્નો અહીંજ છે. વિસુવિયસનું ભયાનક સૌન્દર્ય અહીંજ છે. યુરોપ છોડતાં યુરોપની ભૂમિને છેલ્લા પગ અડકવાના તે પણ અહીંજ.

તડકો કકક થતો હતો. આગબોટ થોભી હતી. આઠ જ વાગ્યા હશે. સાડાનવ સુધી સવારના નાસ્તાનો વખત હતો. પણ બંદર ઉપર જવાનું એટલે સૌ કોઇ ઉતાવળમાં હતા. આઠ સાડાઆઠેજ બધા નાસ્તો પૂરો કરીને મુકત થયા હતા. હું ગયો ત્યારે ઉતરવાનું કયારે મળશે એનીજ ચર્ચા ચાલતી હતી.

નીચે ગયો. નાસ્તા માટે એક ટેબલ ઉપર બેઠો. આખું દિવાનખાનું લગભગ ખાલીજ હતું. દસ પંદર જણ હશે. તેમનાં ચાપાણી પણ પૂરાં થવા આવ્યાં હતાં. બીજા છેડા ઉપરના એક ટેબલ ઉપર કાયટેલ બેઠો હતો. બીજું એક જયૂ જોડું હતું. એક પ્રૌઢ સ્ત્રી બેઠી હતી. ઘણું કરીને મિશનરી હશે.

પેલા જોડાએ મારા તરફ જોઇને સ્મિત કર્યું. હું પણ ઊઠયો. તેમના ટેબલ પાસે ગયો. એક ખુરશી ખેંચી. પદાર્થોની છાપેલી યાદી હતી તે હાથમાં લીધી.

એવામાં હૅર્ટા આવી. તેની મા સાથે હતી. પાછળ મજ્ઞાન હતો. તેના શરીર ઉપર રાત્રીનોજ પોશાક હતો. બહુ ગરીબ

હશે એવું મેં અનુમાન કર્યું. પણ જોતાંની સાથે યાદ આવ્યું. રાત્રે તે ગુસ્સે થઇને ગઇ હતી તે પાછી આવીજ નહિ. મારૂં અનુમાન ભૂલભરેલું નીવડયું. અનુમાન ભૂલ ભરેલું નીવડયું હોય તો પણ છોકરાઓની પાછળ રખડવામાં મોજ માનનારી એ નઠારી મેના નથી એવી ખાતરી પણ થઇ.

બધા નાસ્તો કરતા હતા. મેં પરિચારકને ઓટની ખીર લાવવા . કહ્યું હતું. તેની રાહ જોતો હતો. બંદર ઉપર ઉતરવાની વાતો ચાલતી હતી. પરિચારક અવારનવાર ટેબલ પાસે આવે. કોઇને બ્રેડ, કોઇને ચા, કોઇને મુરબ્બો લાવી આપે. દસ મિનિટ થઇ તો પણ ખીરનું ઠેકાણું નહિ. હું પગ ઉપર કાગળ પ્રસારીને સ્વસ્થ બેઠો હતો.

તેના તરફ નિહાળીને જોયું. બંધાએલું શરીર અને ચહેરા ઉપર મગરૂરી. છેવટે ફરીથી ચા રેડીને તે પાછો ફર્યો. તેણે મારા તરફ જોયું પણ નહિ. ત્યારે તેને હાંક મારીને પૂછ્યું, "મારી ખીરનું તારા ધ્યાનમાં છે ને?" તેણે નિર્વિકાર મુદ્રાથી જવાબ આપ્યો, "હા છે." થોડો મોટો અવાજ કરીને મેં કહ્યું, "Be quick about it then!" પણ તે નજીક આવ્યો. જરાક વાંકા વળીને તેણે મને કહ્યું, "પેલા ટેબલ ઉપર બેસો," હું તેને પૂછવા જતો હતો એટલામાં તેણે આગળ કહ્યું, "આ ટેબલ ગોરા લોકો માટે છે, તમારા જેવા કાળા લોકો માટે પેલી તરફનાં ટેબલો છે!"

હું એકદમ ઊભો થયો. તેનું કાંડું પકડયું, ટ્રેનો, કિટલીનો, ચાનાં વાસણોનો ખણખણાટ થયો. બધાજ ચકિત થયા હોવા જોઇએ. પેલો પરિચારક કેવળ આશ્ચર્યથી એટલું જ બોલ્યો, 'Oh Maria!'

તેને હચમચાવી નાખી મેં કહ્યું, 'You swine, say it again and I will make you lick the floor. Get me my oatmeal here and be quick about it!'

બધા દોડયા, જયૂ હતા તે ગૂંચવાયા. મજાન નજીક આવ્યો. બેચાર પરિચારક પણ આવ્યા. તેમના મુખીએ મારી માફી માગી. પેલા પાસે પણ માફી મગાવી. હું ફરીથી બેઠો. થોડા વખત પછી નાસ્તો શરૂ કર્યો.

ઇંગ્લાડમાં કોઇકવાર આની નવાઇ ન લાગત. અંગ્રેજોને નેતાપણાનું ઘમંડ હોય છે, પણ ઇટાલિયન્સોને પણ? યુરોપના ભિખારી, આખા યુરોપમાં, તેમાંયે ગોરાવાનની દ્રષ્ટિએ ડાબા, કેવળ મોહોબતને કારણે હિંદુસ્તાનનું વહાણવટું–વેપારી વહાણવટું કરવાની તક મેળવેલા ઇટાલિયન્સ પણ આવી ધૃષ્ટતા કરી શકે છે? મારૂં લોહી તપતું હતું. બધાની નજર મારા તરફ હશે એવું ભાન થવા લાગ્યું. ઊંચે જોવાય નહિ. કોળિયો લેવાય નહિ. છેવટે ટેબલ ઉપરથી બધા ઊઠી ગયા ત્યારે સારું લાગ્યું. મેં ઊંચે જોયું. હૅર્ટા ફરીથી મારા તરફ જોતી હતી. તેની નજરમાં સ્નેહ હતો.

નાસ્તો પૂરો થયો. મેં પાઇપ કાઢી દિવાસળી ઉપર દિવાસળી સળગાવી. પણ તે ઓલવાઇ જતી હતી. માથેજ વેંટિલેટર હતું. તેના વાયરાથી તે ઓલવાઇ જતી હતી. તેમાં હાથ હજી ધ્રૂજતો હતો. મારા ધ્યાનમાં તે આવ્યું નહિ. છેવટે હૅર્ટા હસતી હસતી ઉઠી. તેણે વેંટિલેટરનું મોઢું ફેરવ્યું ત્યારે સળી સળગી.

મેં ઊંચે જોયું. તેના મોંમાં હમણાંજ લીધેલી સિગારેટ

હતી. મેં તે સળગાવી અને અંતઃકરણ પૂર્વક કહ્યું, 'Thank you so much.'

તેના મોંઢા ઉપર સંતોષનું સ્મિત હતું. મેં પાછળ ઉપર સળી મૂકી ત્યારે મારા ખ્યાલમાં આવ્યું. હાથની ધ્રુજારી અટકી છે.

૧૨

નેપલ્સ ભારે સુંદર છે. પહેલાં શિયાળામાં મેં કેટલાક દિવસ અહીં ગુજાર્યા હતા. બરફ તળે જમીન ઢળી ગઇ હતી, શિયાળાના ભયંકર વિનાશ ઉપર સૃષ્ટિએ ઓઢાડેલી શુભ્ર માયાની જાણે તે પાંખજ હતી. ખેતરો, વાડો, જંગલો, ઘરો, બધાનાં સ્વતંત્ર સ્વરૂપ હરાઇ ગયાં હતાં. બરફની અસીમ ધવલતામાં બધાં એકરૂપ થયાં હતાં! જ્યાં ને ત્યાં અમર્યાદ શાંતિ. ઝાડ બાંડાં થયાં હતાં. ડાળીયો પર્ણહીન થઇ હતી. પણ તેમના ઉપર બરફની શુભ્રતા ચડી હતી. આખી સૃષ્ટિને નિરામય, શાંત ધવલ એવા કોઇએક પ્રચંડ પ્રાર્થના મંદિરનુ સ્વરૂપ આવ્યું હતું. બરફે મઢેલી ઝાડની ડાળીઓ પ્રાર્થના મંદિરમાંની મીણબત્તીઓના જેવી લાગતી, દૈવી ચમત્કારની અપેક્ષાથી ચરાચર મૌન ધારણ કરે તેવી આતૂરતા તે અસીમ શાંતિમાં હતી.

સામે નજર નાખી. નેપલ્સ નગરીનો તે પહેલો અને સંપૂર્ણ સાક્ષાત્કાર હતો! સમુદ્ર સપાટીથી ડુંગરના માથા સુધી નાનકડાં ઘર ઉભાં હતાં. આકાશમાં વાદળાં તરતાં હતા. તેની પણ ઉપર એકજ ઊભેલું વિસુવિયસનું શિખર! મહાકાવ્યમાંની કલ્પનાઓના પસારામાં કોઇએક ઉદાત્ત, વિશાળ, ક્રાંતિકારી એવો તત્વવિચાર આવે તેવું તે વાદળાંઓની, ધુમસની, બરફની ઉપર શોભતું હતું. નીચેની ખીણમાં આધુનિક ઇટાલીના સામર્થ્યનું પ્રદર્શન હતું. કારખાનાં, બંદરમાંનું નાવિક દળ,

આંટા મારતાં ઊડતાં વિમાનો, દૂરના ખડક ઉપરનાં જલમંદિરો બાગમાંના વિહાર ગૃહો અને બધા ઉપર અપ્રતિમ સૃષ્ટિ શોભા ની છાયા બધું જોઇને, રસિક પરાક્રમી પણ તત્વજ્ઞ રાજપુરૂષ વિશેનું પ્લેટોનું સ્વપ્ન સત્ય નીવડયાનો ઘડીભર ભાસ થયો !

પણ તે સુંદર ઘડીનો ફૂલ ચીમળી નાખવામાં આવે એવો ધ્વંસ થયો. તે ઉપહાર ગૃહ હતું. ત્યાં બેસવું હોય તો નાસ્તો કરવો જોઇએ. કંઇ નહિ તો દારૂ વેચાતો લેવો જોઇએ. પણ હૅર્ટાએ અને હરમાન યુગલે મોટરનું ભાડું ચૂકવવામાં જ ભારે હિંમત કરી નાખી. વધારે પૈસા ખરચવા તેમને માટે અશકય હતું. તેમને મૂકીને હું અને શિંદે પાછળ રહીએ એ પણ શકય નહોતું.

બધા નિરાશ થઇને પાછા ફર્યા. ગાડીમાં હૅર્ટાએ માથા ઉપર રૂમાલ ઓઢયો. ફ્રાઉ હરમીને તેને કહ્યું, 'છોકરી, બહાર જો. ફરીથી દેખાય ન દેખાય, દુકાનો કેવી સરસ છે !'

હૅર્ટાએ જવાબ આપ્યો, 'જોઇએ તો વેચાતું લેવાની ઇચ્છા થાય છે. અને પછી ગુંગળામણ થાય છે. તેના કરતાં પહેલેથી જ આંખ ઉપર પડળ ચડાવવું સારૂં !'

## ૧૩

ડેકના કઠેરા ઉપર વાંકો વળીને, હડપચી ટેકવીને હું ઉભો હતો. ફીણના તુષાર મોંઢા ઉપર ઊડતા હતા. આગબોટમાં–ના દીવાઓનો પ્રકાશ બંને બાજુએ પાણી ઉપર પડતો હતો. કપાતું પાણી ઉડતું, તેનો ફુવારો આકાશમાં ચમકતો અને નીચે પટકાતો.

ડેકની વચ્ચોવચ નાનકડો આડો કઠેરો હતો. આગળનો ભાગ છેડા સુધી છૂટોજ હતો. પણ તે ડેક પ્રવાસીઓ માટે

નહોતો. બડાં ભરડાં દોરડાંના ગુચળાં, તેમના ઢગલા, સાંકળો, લંગર ઉપાડવાની ને છોડવાની નાનકડી કેન, અને પેલી તરફ સ્ટીમરનું નાક, તેના ઉપર નિશાનની લાકડી. વચમાંજ એક નાનકડી લોખંડી કમાન હતી. તેમાં ખૂબ મોટો ઘંટ ટાંગેલો હતો.

તે દોરડાના ઢગલા ઉપર એક બે ખલાસીઓ બીડી પીતા બેઠા હતા. મારા ડેક ઉપર બે ચાર જણ માંડ હશે. પણ અંધારૂં હતું. મોં પારખવું કઠણ હતું. તદન ખુણામાં એક યુગલ હશે. એંગ્લો ઇંડિયન છોકરી અને એક ગોરો યુવક. તે બંને સ્ત્રી પુરુષ છે એમ જોતાંજ મેં ડોક ફેરવી. હેટી કયારે આવીને ઉભી રહી હતી એ મને સમજાયું નહિ. કઠેરા ઉપર કોણી ટેકવીને બંને હથેળીઓમાં હડપચી ટેકવીને તે સામે જોતી હતી. મેં ડોક ફેરવી છે એ જોતાંજ તે બોલી, "હું આવી છું."

તે સાદા વાકયનું મને હસવું આવ્યું, અને મેં કહ્યું, "હા મને દેખાય છે એમજ કહેવાનો હતો, પણ અંધારામાં બરાબર દેખાતું નથી, તેથી તે ખરૂં નથી." ફરીથી સામે જોઇનેજ તે બોલી, 'આ પણ ખરું નથી. તમે દેખાતા નથી એમ હું કહું તો શોભશે એકવાર, કારણ તમે શામળા છે." મેં કહ્યું, 'હું શામળો હોઇશ, પણ તમારા વાળ જેટલો કાળો અવશ્ય નથીજ. તમારૂં આખું મોઢું વિખરાયેલા વાળથી ઢંકાયું છે, તમે દેખાવાનાં કેમ કરીને ?' તેણે ડોક ફેરવી અને મારા તરફ જોયું, કંઇક બોલવા જતી હતી એટલામાં નીચેનું પાણી થોડું ઉપર ઉડયું અને તેનું આખું મોઢું પલળી ગયું.

તેના શરીર ઉપર પાતળો કોટ હતો. પણ તે ખાલી ઓઢેલો હતે.. એક હાથે તેને ઝાલી રાખીને તે બોલી, 'માફ કરો. તમારી પાસે રૂમાલ છે ક ?' એમ કહીને તેણે મારા

હાથમાંના રૂમાલનો છેડો પકડયો, તેને પાછો ખેંચતાં ખેંચતાં મેં કહ્યું, 'તે ના લેતા. હું બીજો આપું છું.' 'કેમ?' 'તે ખુબ મેલો થયો હશે!' 'છો રહ્યો. મારા રૂમાલ કરતાં કંઇ વધારે મેલો નહિ હોય. તમે આજેજ કાઢયો હશેને?" "હા" "આપો તો. મારો બે ત્રણ દિવસનો છે." પણ મેં કોટના બહારનાં ઉપલા ખિસ્સામાંનો શોભા માટે મૂકેલો સ્વચ્છ રૂમાલ હતો તે તેને આપ્યો. તેણે મોઢું લુછ્યું. વાળ કપાળ ઉપર, ગાલ ઉપર વળગ્યા હતા તે સમાર્યા. રૂમાલ પાછો લેતાં મેં કહ્યું," તમે ગુસ્સે થશો નહિ. પણ તમે કહયું કે ચાર પાંચ દિવસથી એકજ રૂમાલ વાપરો છો. એવું કેમ?" "રૂમાલ જ શું, બે દિવસથી ફ્રોક પણ એકજ વાપરું છું." "હા મેં જોયું છે. પણ શાથી?" "મારો સામાનજ જડતો નથી." મેં આશ્ચર્યથી કહયું, "સામાન ખોવાયો? શાનો સામાન?" "બધો નહિ ખોવાયો હોય. પણ જડતો નથી." મેં કહ્યું," આમ થાય કેમ? લૅગેજ રૂમમાં હશે. તમે સ્ટુઅર્ડને પૂછ્યું કે? ચાલો આપણે પૂછીએ?" આમ કહીને હું લગભગ ચાલવા પણ લાગ્યો.

મારા ઉત્સાહનું તેને હસવું આવ્યું પણ તેજ ક્ષણે તેની આંખો મારી સહાનુભુતિને લીધે કંઇક ચમકી, એટલું મને યાદ આવે છે. તેણે સ્ટુઅર્ડને પુછ્યું હતું લૅગેજરૂમ જોઇ હતી, ઉપર નીચે, passage માં બીજી કેબિન્સમાં બધે ફરી વળીને તપાસ કરી હતી. પણ સામાનનો પત્તો નહોતો. બધાં કપડાં, થોડાં પુસ્તકો, દવાની કેટલીક બાટલીઓ, વેશભૂષાનો સામાન, તેની માની પેટીઓ, કશાનો પણ પત્તો ન હતો.

મારા શરીરે રૂંવાડાં ઊભાં થયાં. લગભગ મહિનાનો પ્રવાસ

અને શરીર પરનાં વસ્ત્રો બદલવા નહિ ! મોઢું લુછવા રૂમાલ નહિ ! પેલી વૃધ્ધાની શી અવસ્થા થશે ! અને આ સુંદર છોકરી ! સારા કપડાંનું દરિદ્ર એટલે એને કેવી શિક્ષા : મેં રૂમાલ તેની આગળ ધર્યો અને કહ્યું, "આને રહેવા દો તમારી પાસે. નવોજ છે." તેણે ડોકું ધુણાવી કહ્યું, "ના. ના. કાલ પરમ સુધીમાં જડશે મારો સામાન." મેં આગ્રહ કર્યો, પણ તેણે તે લીધો નહિ. સામે એકાએક આંગળી ચીંધી તેણે વિષય બદલ્યો અને કહ્યું, "પેલો તારો છે કે દીવો તે કહો જોઉં ?" મેં જોયું. ખરેખર એકદમ ઓળખવું કઠણ હતું. ક્ષિતિજની બહુ ઉપર નહિ પણ કદમાં બહુ જ મોટો. તે પ્રકાશબિંદુ જોઇને મેં કહ્યું, "તારોજ" તેણે ડોક ધુણાવી અને કહ્યું," છટ્ ખોટું !" મેં જરાક ઉત્તેજિત થઇને કહ્યું, "તારોજ છે. શરત મારીએ." તરતજ તે બોલી, "તમે પૈસા સિવાય વાતજ નથી કરતા. હું ખૂબ ગરીબ થઇ છું. તમને કહ્યું ને ?"

હું શરમાયો. ભોંઠો પડયો. સાદી વાતચીતમાં પણ તેની દુઃસ્થિતિની યાદ ટાળી શકાય નહિ તેનો વિષાદ થયો. તાકીને જોતાં કહ્યું, "રાત્રી કેટલી સુંદર છે અને તમને શરતના અને પૈસાના વિચાર સુઝે છે. તમારે માટે પ્રેમ કરવો કઠણ દીસે છે !" મેં હસીને કહ્યું, "પ્રેમ ન કરી શકું તો ભલે પણ લગ્નના જીવનમાં હું સ્ત્રીને સુખી રાખીશ એટલું તો તમને લાગે છે કે નહિ ?"

પછી વચલો કઠેરો ઓળંગીને અમે આગળના ડેક ઉપર ગયાં. આગબોટનો વેગ વધતો હતો. પવન જોરથી ફુંકાતો હતો. પાણી ખૂબ જ ઉછળતું હતું. સામેનું ડેક સારી પેઠે પલળ્યું હતું કઠેરા ભીના થયા હતા. પવનના સુસવાટાથી હૅર્ટાની કફોડી સ્થિતિ

થવા લાગી. વાળ એકસરખા ઉડતા હતા. ઓવરકોટ ખાલી ઓઢેલો, તેમાં પવન ભરાશે. મેં કહ્યું, "તમે કોટ પહેરી લો. ત્રાસ ઓછો થશે." તેણે જવાબ આપ્યો, "ના, મારો નથી તે. ફ્રાઉ હરમાનનો છે. હું જરાક જાડી મોટી છું. કદાચ ફાટે." અમે કઠેરા પાસે ઊભા રહ્યા. તેણે કોટ પોતાની પીઠ વડે કઠેરા સાથે દાબી રાખ્યો. મેં રૂમાલથી કઠેરો થોડોક લૂછયો અને ઉપર કોણી ટેકવી.

અસીમ શાંતિ. પણ તેમાં એકાંતની ભયાનકતા નહોતી. આગબોટના, પાણીના અવાજ. કાન તેમનાથી ટેવાયા હતા. તે તરફ ધ્યાન જ નહોતું જતું. મોજાં બસ આળસ મરડીને ઊઠયાં હોય એવું કરતાં, બેવડ વળતાં, ગડી થતાં અને ફરીથી ઓસરી સમુદ્રમાં ગાઢ કાળાશ. તેની છાયા ક્ષિતિજથી કેટલી બધી ઉંચે આકાશમાં પ્રસરી હતી. ક્ષિતિજ તેમાંજ છુપાયું હતું. ચોતરફ ભીની વાસ, પણ તેમાં, હવામાં તાજગી હતી. ખાલી શ્વાસ પણ ઉત્તેજક લાગતો.

તે શાંતિથી જ અમે મૂગા પડી ગયાં જેવાં થયાં. બોલ્યાં નહિ, એકમેક તરફ જોયું નહિ. હૅર્ટા જરા મારી તરફ ખસી. મેં જોયું. તેણે પણ દૃષ્ટિ ફેરવી. તે નજરમાંથી સ્નેહની ફૂંક વેરાતી હતી. વચમાં જ પવનની લહેર આવી. તેના ઓવરકોટની બાંય લટકતી હતી. તેની ફડક ખભે ચોટી ગઇ. ફરીથી ઊડે નહિ તેથી મેં મારા હાથ વડે અટકાવી અને કઠેરા ઉપર દાબી રાખી. હૅર્ટાએ પૂછયું, "શું કરો છો?" જવાબ શી રીતે નીકળી પડયો કોને ખબર. મેં કહ્યું, "તમારા હાથમાં હાથ નાખીને ઉભા રહેવું છે, પણ હું બાંયથીજ સંતોષ માનું છું!" તેણે સામું જોઇને જવાબ આપ્યો, "અલ્પ સંતોષી માણસો જેને ગમતા હોય તેને ખરા. મને બિલકુલ ગમતા નથી!"

મેં તત્ક્ષણ બાંય છોડી દીધી. તેના હાથમાં હાથ મૂક્યો અને આંગળીઓ મારા હાથમાં દાબી રાખી. ફરીથી સામે જોતાં જોતાં તે બોલી, "તમે સભ્ય ગ્રહસ્થ છો ને ? આપણું હજી ઓળખાણ થયું નથી, એ ભુલશો નહિ. મારૂં નામ હૅર્ટા." "અને મારૂં ચક્રધર વિદ્વાંસ." પોતાને છોડાવીને તે બોલી. "અરે ભગવાન ! આપણી મિત્રતા જામશે એમ જણાતું નથી, કેટલું અઘરૂં આ નામ ?" મેં કહ્યું, "માફ કરો તમે, આગળ જતાં મળવાનાં છો એ મારી માતાના ધ્યાનમાં આવેલું નહિ નામ પાડતી વખતે ?" "આજ કઠણ નામ બોલીને તમારી માએ તમારા ઉપર પ્રેમ કર્યો હોત કે ?" મેં જવાબ આપ્યો. "ના, ઘેર બધા મને બાબુ કહે છે." "બૅાબ ?" પણ મેં ના પાડી કે તરતજ મને આગળ ન બોલવા દેતાં તે બોલી, "હું તમને બૅાબજ કહેવાની. બહુ તો મિસ્ટર બૅાબ કહીશ."

હું હસ્યો અને બોલ્યો, "જેમ તમને ગમે તેમ, પણ મિસ્ટર બૅાબજ કહેવું પડશે. આપણું હજી વિશેષ ઓળખાણ થયું નથી ત્યાં સુધી." તેણે જોરથી ડોક હલાવી હાથમાં હાથ લીધો અને કહ્યું, "હું નથી મિસ્ટર કહેવાની, બૅાબ જ કહીશ. કહું ને બૅાબ ?" મારા હાથમાં તેનો હાથ હતો. તે મેં દાબ્યો અને કહ્યું, "હા, હૅર્ટા."

## ૧૪

સુંદર સ્વપ્નનો ભંગ થાય અને જાગી જવાય ત્યારે મન ખિન્ન થાય છે. પણ રાત્રે સૂઇ ગયો ત્યારે મનોહર ચિત્રો આંખ સામે તરતાં હતાં. ફરી ફરીને મન તેમાં જીવતું, રખડતું પણ તે સ્વપ્ના કેફથી આંખો ગુંમ થઇ અને તેના ઉપર નિદ્રાનો અમલ ક્યારે શરૂ થયો તે સમજાયું નહિ. જાગી ગયો ત્યારે નવ વાગ્યા હતા. નાસ્તાનો વખત પૂરો થઇ ગયો. શરીરમાં આળસ ચડી

હતી. પણ મનમાં તાજગી હતી. સ્ટુઅર્ડને બોલાવ્યો. ઓરડીમાંજ ચા મંગાવી અને પોર્ટ હોલ તરફ મોં રાખીને ફરીથી ઓશિકા ઉપર પડયો.

હું બહાર જોતો હતો. ગઇ કાલનાં સ્મરણો મનમાં જાગતાં હતાં! તે પ્રવાસમાં સ્ટીમર ઉપર મને એક વિચિત્ર ટેવ પડી. બની ગયેલી વાતોની આવૃત્તિ સ્મૃતિથી કરવાની. કેવળ ત્રયસ્થની જેમ, જોયું હોય તે બન્યું તેમ, તે વખતની પરિસ્થિતિ કેવી હશે, તે માણસ એકલું હોય ત્યારે કેમ વર્ત્યું હશે, તેના મનની યાતનાઓ, વેદનાઓ, કલેશ, સંતાપ, આનંદ, ઉત્સાહ, બધાં ચિત્રો કલ્પનાથી રંગવાં, પથારો પાથરવો, બન્યું હોય તે ફરીથી યાદ કરવાનો પ્રયત્ન કરવો!

અને કલ્પનાને સ્ફુરાવનારી વાતોયે એટલી હતી! રોજ નવા દેખાવ, નવા અનુભવ, નવાં માણસોના પરિચયો, તેમની દુનિયામાં પ્રવેશ, તેમના અંતરમાં પણ પ્રવેશ કરવો! હું વિચાર કરવા લાગ્યો. આઠજ પહોર થયા હશે. તે છોકરી સાથે હું બોલતો ચાલતો પણ નહોતો. પણ આજે સવારે? આટલા રોષ પામેલા મને પણ મારા શરીર ઊપર રોમાંચ ખડા થયા. આ મારૂં શરીર મારૂંજ રહ્યું છે કે? ખોળામાંની સતારની જેમ હમણાં તે બિછાના ઉપર નિર્જીવ લાગે છે. મારા શરીર ઉપરના આ રાત્રીના મેલા વેષને લીધે ઊલટું તે વધારે ખીલે છે! પણ આ ત્વચાનું એક છિદ્ર એવું નહિ હોય કે જેમાં અનેકવાર ખરા ખોટા પ્રેમનાં મનોહર કૂજનોના પડઘા પડયા નહિ હોય! મારા હોઠમાં પવિત્ર અપવિત્ર ચુંબનોનો સ્વાદ વારંવાર આવ્યો છે. આ આંખોએ અનેક સાગરોનો વાદળી રંગ નિહાળ્યો છે. અનેક નજરોનો તાગ લીધો છે!

રાત્રે હૅર્ટા સાથે દોસ્તી થઇ. તે અનુભવથી મન જાગી ઉઠશે

એવું સાંજે કોઇએ કહ્યું હોત તો મને ખરૂં લાગ્યું ન હોત. મેં તેને ગાંડો, બિનઅનુભવી કહીને છોડી દીધો હોત, પણ પ્રતીતિ જુદીજ થઇ, પહેલાં કાંઇ થયુંજ નથી એવા આવેગથી શરીર ફરીથી જીવન્ત થયું, મન ચૈતન્યથી ભરાઇ ગયું. કાંચળી તજ્યા પછી નાગ તરુણ બને છે કે તારુણ્યનો નવો ઉછાળો આવતાંજ તે કાંચળી તજે છે એની મને ખબર નથી. પણ ગઇ કાલે હર્ટાના આશ્લેષમાં નાહીને નીકળેલું આ શરીર, તેના ઉપરનું કિલ્મિષ ઊડી ગયા જેવું લાગે છે. તેની બેભાન અવસ્થા પણ અસીમ હતી. અમારી પછવાડે પેલું યુગલ ઉભું હતું. મેં તે તરફ સહેજ નજર ફેરવી, તેની સાથેજ મારી હડપચી પકડીને તેણે મારૂં મોં ફેરવ્યું. મેં પૂછ્યું "કેમ?" ત્યારે સ્નિગ્ધ સ્વરે તે બોલી, "બૉબ, તે તરફ જોતો નહિ. બિચારાં સુખમાં દંગ છે. જોઇશ તો ચોરી જેવું લાગશે એમને." મેં જાણીબુઝીને કહ્યું, "દંગ છે એટલે શું?" તેણે મારા ખભા ઝાલીને મને ફેરવ્યો. પોતે પણ સામે ફરી. અમે બંને જણ જોવા લાગ્યાં. કઠેરો કાર્ડબોર્ડના જેવો ચિત્રમાંનો હોય તેવો દેખાતો હતો, પેલી તરફ અથાક નીલતા. પેલા યુવકે તરુણીને પાસે લીધી હતી. તેના આશ્લેષમાં તેનું ભાન ગયેલું, કમર આગળ ધનુરાકૃતિ ધારણ કરેલું તેનું કૃશ મનોહર શરીર! પેલો લેતો હતો તે તેનું ચુંબન!

ઉપર કપ્તાનની કેબિનમાં નાનકડો ઘંટ વાગ્યો. ક્ષણમાત્ર સર્ચ-લાઇટનો પ્રકાશ ડેક ઉપર પડયો. તેમના દેહોની રેખાકૃતિયો સજીવ થઇ. પાછળના તારા લોપ પામ્યા. પણ ફરીથી કાળું ઘોર, અને વાદળી પાર્શ્વભૂમિ ઉપરના તારાઓના ફિક્કા પ્રકાશ ઉપર ઉપસી આવેલાં તેમનાં ખાલી છાયાચિત્રો (Silhouettes),

હૅર્ટાએ ડોક ફેરવી મારા તરફ જોયું અને કહ્યું, "હવે આ વાસ્તવિકતાના પાઠ તરફ પીઠ ફેરવીએ."

તેના નિઃસંકોચપણાથી હું ચકિત થયો. તેને એકદમ પાસે ખેંચી. તેના વાળ પાછળ સાર્યા અને તેનું ચુંબન લીધું! આટલો વખત અમે ખાલી ઉભાંજ હતાં છતાં તેના શરીર ઉપરનો કોટ નીચે ઢળી પડયો તે ધ્યાનમાં આવ્યું નહિ. થોડા વખત પછી પવનની ઠંડી લાગવા માંડી ત્યારે તે વિશેષજ વળગી પડી અને બોલીઃ "બૉબ બહુ ટાઢ લાગે છે. મને પાસે લેને!"

તે પહેલું ચુંબન હતું તેથી મને યાદ છે એવું નથી. તે પહેલું નહોતું તેનુંયે અને મારૂંયે પહેલું, બીજું, એવી ગણતરી શક્ય નહોતી વારંવાર હોઠ ઘટ્ટ બાઝી પડતા. હવે નબાઇ લાગે છે, મારાં હોઠ હોટેલમાંના પ્યાલાના જેટલા અપવિત્ર થયેલા છે, પણ અનુભવી છે. તેના તે ચુંબનમાં હિંદી ચુંબનનો શાલીન સંકોચ નહોતો સૌરાચારી સ્ત્રીની ચીતરી ચડાવનારી નિર્લજ્જતા નહોતી. ભાવનાઓનું તોફાન પૂરું થયા પછી સ્થિરચિત્ત થયેલી તરૂણીના 'હ'કારની પાછળ જે સ્વાર્પણ (Surrender) નો આવેગ હોય છે તે તેમાં હતો. તેમાં સાદાઇ હતી, નિઃસંકોચપણું હતું. આહવાન હતું અને અતૃપ્તિ પણ હતી. અને આ અતૃપ્તિ તો ફરી ફરીને જનમતી, તે બસ મને વળગીનેજ ઉભી હતી. તેનો શ્વાસ જોરમાં ચાલતો. ઉર ઉડતું હતું. હાથવડે હું પાંસળીઓ દાબીને જોતો. હતાશપણાથી મારા તરફ જોતી, વચમાંજ ધ્રૂજતી અને કોકવાર કહેતી, "આ દેહની બીક લાગે છે, બૉબ તુંજ સંભાળજે."

મેસિનાની સામુદ્રધુની નજીક આવી. આગબોટનો વેગ ઓછો થયો. પાણીનો ખળખળાટ ઓસર્યો. ઇટાલીનો છેલ્લો છેડો. રેડિયો દેખાવા લાગ્યા. બંને કિનારા ઉપર દીપમાળાઓની ભીડ જામી. હવે પાણી શાંત થયું હતું. તેમાં પ્રકાશના પ્રતિબિંબ પડવા લાગ્યાં. સમુદ્રના કિનારાથી ઉપર આકાશમાં ઊંચે ગયેલી

ટેકરીઓ. તેમની ઉપર વસેલાં શહેરોમાં ફક્ત દીવા દેખાતા હતા. દીપમાળાનું મંદિર બનાવ્યું હોય એવું દૂરથી દેખાતું. પાણી ઊજળું થવા લાગ્યું. જમણા હાથ ઉપર સિસિલી. સામેના ખડક ઉપર એક દીપગૃહ હતું. તેના પ્રકાશનો પટ પાણી ઉપર ફરતો. વચમાં જ અદૃશ્ય થતો. એટલામાં સામેથી એક નાનકડું વહાણ આડું આવ્યું. પ્રકાશ કિરણોનો સુંદર વણાટ પાણી ઉપર અંકાયો. મીઠી અનુભૂતિની ધ્રુજારી માથેથી તે તળિયા સુધી ફરી વળે છે તેમ પ્રતિબિંબિત પ્રકાશ કિરણોની ધારાઓ મોજાંના ભાંગેલા મોઢાંમાંથી તળિયાં સુધી ધ્રુજતી ગઈ! હૅર્ટા અનિમિષ નેત્રોથી તે જોતી હતી. મને કહ્યું, "બૉબ, આ સુખની સીમા હશે કે? પરમ દિવસે જર્મ-નીમાંથી હું બહાર નીકળી. કનડગત, અપમાન, તિરસ્કાર, વેરનાં બચકાં, બધાંથી ભરેલી કબર થઈ હતી મારી. કેટલો સુંદર આ પુનર્જન્મ!"

મેં તેના તરફ ચોંકીને જોયું. તેને ખરેખર ભાન નહોતું. આગબોટ મેસિનાની સામે આવી. દીપગૃહનો પ્રકાશ વચ્ચે જ અમારા ઉપર પડતો. મોઢાં ઉપર તુષારોની ભીનાશ આવી. તેના છૂટા વેરાયલા વાળ વચમાં વચમાં મારા ગાલ ઉપર આવતા, ખૂંચતા અને રોમાંચ ખડા કરતા. આંખો જડાઈ ગયેલી. છૂટી પડેલી કોક લટ કપાળ ઉપર ચોટેલી. નસ્કોરાં, હોઠ, આખું શરીરજ તીર ચડાવેલા ધનુષ્યના જેવું આતુર! તેણે મારા હાથ કેડની આસપાશ સકસ ઝાલ્યા. એટલામાં ફરીથી દીપગૃહનો પ્રકાશ અમારા ઉપર પડ્યો. મેં ધીમેથી કહ્યું, "હૅર્ટા, આમ શું કરે છે? પાછળના ડેક ઉપર માણસો આવે છે તે જોશે." તેણે ઝટ દઈને હાથ બાજુએ ખસેડ્યા. મારી સામે આવીને તે ઊભી રહી. ઉત્તેજિત સ્વરે તે બોલી, "મને કોની બીક છે?

જીવનમાંનું આ અમર્યાદ સુખ સામે ઊભું હોય ત્યારે ચોરની માફક હું તે ગુમાવું એમ કહે છે? જરાય નહિ, આવવા દે બધાને. હું બધાને કહીશ, કદી સુખી નહોતી, દુઃખની પરમાવધિ સહી છે, હવે સુખની થોડી ક્ષણ સાંપડી છે તે જીવી લઉં છું!"

તેનો અવાજ વધવા લાગ્યો. મેં તેના ખભા ઉપર હાથ મૂકયા અને શાંત કરવા વાસ્તે કહ્યું, "હૅર્ટા!" તેણે જોરથી ડોક હલાવી અને કહ્યું, "બૉબ, તારાથીજ મારૂં સુખ જોવાતું ન હોય તો કહે. નથીને એવું? તો પછી મને કોઇની બીક નથી. આવવા દે સહુને. પણ એમ શું કરવા? હું જ આ ઘંટ વગાડું છું, બધાને બોલાવું છું અને કહું છું, અમે બંનેય જણ અતિશય, અતિશય સુખી થયાં છીએ!" હું જોતોજ ઉભો રહ્યો તે ઘંટ તરફ મારું ધ્યાન ગયું. તેનું પણ ગયું. તેને એકદમ ખુબ હસવું આવ્યું. મેં પૂછ્યું, "હસે છે કેમ?" તેણે કહ્યું, "એકદમ યાદ આવ્યું. લગ્ન થયા પછી પણ ચર્ચમાંનો ઘંટ વગાડીને આનંદની ગવાહ અપાય છે! માણસોના સંસ્કાર કેટલા ઊંડે મૂળ નાખીને પડેલા હોય છે, નહિ?"

## ૧૫

હું બર્થ ઉપર જ વિચાર કરતો હતો. સ્ટુઅર્ડ આવીને ઓરડી સાફ કરી. કચરાની ટોપલી, પોલિશ કરવાના જોડા, જૂના ટોવેલ્સ, બધું લઇ ગયો, લઇ જતાં જતાં તે હસીને બોલ્યો "રાત્રે ખૂબજ જાગો છો અને સવારે પડી રહો છો ઘણા વખત સુધી, હવે લંચનો પણ વખત થશે." તે ગયો. હું ઉઠીને બેઠો થયો.

બહાર આખી સ્ટીમર નિત્યના વહેવારમાં પડી હતી. હું નીચે ઉતર્યો. ડ્રેસિંગ ગાઉન પહેર્યો. અરીસા સામે ઉભો રહીને દાઢીને સાબુ લગાવવા માંડયો. મારા વિચાર ચાલતાજ હતા.

રાત્રીના અંધકારમાંની પ્રીતિની મીઠી વાત દિવસના વહેવારના પ્રખરપણામાં કેટલી કર્કશ લાગવા માંડે છે? થોડા વખત ઉપરનાં બધાં મીઠાં સંસ્મરણો, થોડા વખત ઉપરનાં જ નહિ, પ્રેમના જેટલા ખેલ હું ખેલ્યો હતો તે બધા હું યાદ કરવા લાગ્યો. તદ્દન પહેલું ઉમાનું ઓળખાણ થયું ત્યારથી બધાનો અર્થ એકજ. આવા ખેલમાં જીતવાનું સુખ ખરૂં હોય છે કે ખાલી રમવાનુંજ? અતૃપ્તિમાં પણ નિરાશા અને તૃપ્તિ પછી અસંતોષ એ જેનું સ્વરૂપ હોય તેવા આ પ્રેમના ખેલમાં ખરેખર કંઇ સ્વારસ્ય હશે કે? પણ આ પ્રેમ જ હતો કે? હૅર્ટાનો હશે, પણ મારો? હૅર્ટાનો પણ હશે એમ કહેવામાં શો અર્થ છે? ગઇ કાલે પરિચય નહોતો, અને આજે કોઇપણ આડપડદો રહ્યો નથી, એવી રીતે વર્તનારી મુસાફરીમાંની દોસ્તદાર, તેનો શો ભરોંસો? પણ ભરોંસાની જરૂરજ શી છે? ખાલી મોજને ખાતર તે ખેલતી હશે તો દાવને રંગવામાં હું કાબેલ હતો. પહોરનું ઓળખાણ, ઘડીની મિત્રતા અને પળની પ્રીતિ! વિદાય લઇએ એટલે બીજે દિવસેય નવો અને રાત્રી પણ નવી, એવું મારા જીવનમાં કંઇ થોડું બન્યું નથી. પરમ દિવસે પોર્ટસૈદ, અઠવાડિયા પછી મુંબાઇ. ત્યારપછી વિસ્મૃતિની ટોપલીમાં જે અનેક છોકરીઓનાં નામો, ચિઠ્ઠીઓ અને પત્રો વગેરેનો કચરો મેં નાખ્યો હતો તેમાંજ એક હૅર્ટાનું નામ વધારે! તેનો વિચાર તે શો કરવાનો! કાલની રાત્રી ગઇ તો સુંદર, પેરિસની રાત્રી પણ સુંદર હોય છે, પણ બીજે દિવસે તેને વિશે કોઇ વિચાર કરે છે કે?

મેં બ્રશ ધોયું, અસ્ત્રો સાફ કર્યો, મોઢું અડધું પડધું પલાળ્યું અને લૂછી નાંખ્યું. ક્રીમ લગાડયું. નહાવા માટે બહાર જવું હતું, વાળ વિખરાએલા હતા. તેમાં કાંસકો

ફેરવવા લાગ્યો. અરીસામાં જોતાં જોતાં ચહેરા તરફ ધ્યાન જવા લાગ્યું. મારી આંખો જોનારાનો તાગ લે એવી છે. શ્રીમંતાઇની કાન્તિ ચહેરા ઉપર દેખાતી હતી, તેમાં તારુણ્ય ભળેલું, સુંવાળા રેશમ જેવા વાળ હોઠ ઉપર વિલાસી વૃત્તિ ચમકે, હડપચી નિશ્ચયી હતી. ચહેરામાં વ્યકિતત્વ હતું. ઉમા હંમેશાં કહેતી, "તારા પહેલાજ દર્શનથી હૈયું ભરાઇ ગયું. કશાકની પણ બીક લાગતી!" પ્રીતિને પેટમાં સંતાડવાની તે બીક હતી. એકદમ મનમાં વિચાર આવ્યો, ઉમાનો મને અનુભવ છે. બીજી પણ કેટલીક છોકરીઓ આજ ચહેરાથી આકર્ષાઇ હતી, આજે હૅર્ટા પણ ખાલી રમતજ કરે છે એમ શા ઉપરથી? બિચારી ખરેખર મુગ્ધ થઇ હશે, અનેક ઇતિહાસોની ફરીથી પુનરાવૃત્તિ થશે તો? હૅર્ટાએ આ મોઢું જોઇને બીક લાગી છે એવું કહ્યું નથી એ ખરું; પ્રીતિની કબૂલાત તો તેણે આપી છેને? તે ખોટી શા ઉપરથી?

મન ગોટાળામાં પડયું, વાળ ફેરવ્યા સ્લીપર્સ પહેરી લીધા. ટોવેલ લીધો. સાબુ, સ્પંજ બધું લઇને બહાર નીકળ્યો. નાહવાની ઓરડીમાં ગયો. ઠંડા અને ગરમ પાણીના નળ હતા. પાણી ભેળવીને કોકરવરણું કરીને ટબમાં છોડયું. સિગારેટ સળગાવી અને પાણીની ધાર તરફ જોતો જોતો સ્ટુલ ઉપર બેઠો.

હૅર્ટાનો પ્રેમ હશે. કદાચ રમાડશે પણ ખરી. મુંબાઇ હું ઉતરી જઇશ અને છૂટીશ. પાછળ ગમે તે છો ને થતું! સ્રીઓની નિષ્ઠા ઉપર મારો વિશ્વાસ નહોતો. પ્રીતિની રમતમાં સ્રીઓ ઊતરે, પટકાય તોપણ નિર્લજ્જની જેમ ફરીથી ઊઠીને બેસી શકે છે તે હું જાણતો હતો. હૅર્ટાની શી આટલી ફિકર કરવાની? આજે હસશે, નાચશે, રમશે; કાલે થોડું રડશે; ફરીથી કોલંબોમાં નવો દોસ્ત મેળવશે. ઉમાના શબ્દો ઘણીવાર

યાદ આવતા હતા. "તારા ઉપરનો પ્રેમ ખોટો નહોતો અને નથીયે. પણ હું બીજાના પ્રેમમાં સપડાઇ છું. મનને બહુ ક્લેશ થયો, તેં જોયું હોત તો તેં ક્ષમા કરી હોત." ક્લેશ ? ત્યારે જ મેં કહ્યું હતું, 'પ્રેમનું નાટક કર્યું તેટલું બસ છે. હવે ક્લેશનું તો ન કરતી.' સ્ત્રીઓને ખરેખર કદી ક્લેશ થાયછે કે ? પહેલાં માનસશાસ્ત્ર ઉપર એક જર્મન લેખકનું પુસ્તક મેં વાંચ્યું હતું, પ્રેમની નિરાશાથી નહિ. શાસ્ત્રીય તર્કવાદથી તેણે એવું કથન રજુ કર્યું હતું કે, સ્ત્રીજાતિ નિષ્ઠુર, દયામાયા વિનાની, અત્યંત ક્રૂર એવી મૂળથી જ છે ! સ્ત્રીઓ ઉત્તમ નર્સો થઇ શકે છે તેનું કારણ એજ, ઓજારના, આપઘાતના શસ્ત્રક્રિયાના બધા જ અત્યાચાર તેઓ જોઇ શકે છે. આપણે પુરુષો તે જોઇ શકતા નથી. તેથીજ આવા વાતાવરણમાં રહીને સ્ત્રીઓ ઉત્તમ નર્સો બની શકે છે ! પ્રેમ હોય અને વિયોગ થાય તો પણ હૅર્ટા મરવાની નથી એ નક્કી !

હૅર્ટા મરવાની નથી, પણ હું ? મારે મારા મનમાં કબૂલ કર્યા વગર છૂટકો જ નહોતો. કુસુમની પછી લીધેલા અનેક અનુભવોનું છિછરાપણું હૅર્ટાની દોસ્તી વખતે અનુભવવામાં આવ્યું નહોતું. કદાચ મારૂં ખેંચાણ પણ સાચું હશે. મને તેનું સ્વરૂપ હજી સમજાયું નહિ હોય. હું ફરીથી આ પાશમાં સપડાવાનો કે શું ? પણ સપડાવાનો એટલે શું ? મારામાં અનુભવની કડવાશનું ઝેર હતું. દારૂનો પહેલો પ્યાલો લીધા પછી જે ચંચળતા આવે છે તે દારૂ ઉપર અવલંબેલી હોય છે, કઇ દુકાનમાં આપણે પીએ છીએ તે ઉપર બિલકુલ નહિ ! સ્ત્રી સહવાસની કલ્પનાથી વૃત્તિમાં આવનારી ઉત્તેજના એવી જ સુખદ હોય છે. તો પણ તે સહવાસની ઘટના ઉપર અવલંબેલી હોય છે, વિશિષ્ટ સ્ત્રી ઉપર જ અવલંબેલી હોય છે એવું નથી.

એવો મારો મત બંધાયો હતો. હૅર્ટાને બદલે પેલી પોલ છોકરી મારી દોસ્ત થઇ હોત તો ? ઘણે ભાગે કંઇ તફાવત પડયો ન હોત !!

મારા મને એક બે વાર ફરીથી પૂછવાનો પ્રયાસ કર્યો, ખરેખર ન પડયો હોત કે? પણ મારો નિર્ણય થઈ ચૂકયો હતો. ખેલવુંજ હોય તો અવશ્ય ખેલવું. મારી ફિકર હું કરીશ. હૅર્ટાએ પોતાની કરવી. તેની જવાબદારી મારી ઉપર નથી.

સિગારેટ ખલાસ થઇ. મેં કપડાં ઉતાર્યાં અને સ્નાનનો આરંભ કર્યો.

## ૧૬

આગબોટ કેટલા વાગે પોર્ટસૈદ પહોંચશે તે નક્કી સમજાતું નહોતું. કોઇક ખબર લાવ્યું. રાત્રે બે વાગે બંદરે પહોંચશે. બધાનું અનુમાન હતું, દશને સુમારે પહોંચીશું તેને લીધે જે ને તે યોજનાઓ ઘડતું હતું. સામાન ખરીદવાનો, પત્રો ટપાલમાં નાખવાના, તાર કરવાના, ખાલી ફરવાનું. મુરબ્બીઓએ ટુકડીઓ બાંધી આરબ ટાઉનમાં જવાનું અને મોજ ઉડાવવાની ! તેને વિશેની યોજનાઓ છૂપી રીતે આંકી પણ મૂકી ! ખલાસીઓનાં અને મુસાફરોનાં ઘર દરેક બંદરે હોય છે. પણ પોર્ટ સૈદ એ મોજીલા પ્રવાસીઓને પણ રંગમહેલ જેવું લાગે છે !

બે વાગ્યાની ખબરથી ઘણાઓને નિરાશા થઇ. પણ ઉત્સાહ ઓછો થયો નહિ. આગબોટ પર બેસીબેસીને કંટાળો આવ્યો હતો. કંઇ નહિ તો પગ છૂટા કરવા તો મળશે તે આશાએ બધા આતુર હતા.

બપોરની ચા પીને બધા ઉપર આવ્યા. એવામાં પહેલા વર્ગનો એક પરિચારક આવ્યો. બધી નોટીસો, જાહેરખબરો,

સ્ટીમર ઉપરનાં વર્તમાનપત્રો તેજ લાવતો. તેણે આવીને નકશાનું ચોકઠું ઉઘાડયું. સ્ટીમર કયાં આવી છે એ રોજ દર્શાવનારી ટાંકણીની નાનીશી નિશાની તેની ઉપર કરવામાં આવતી. આગલે દિવસે કરેલી નિશાની તેણે કાઢી લીધી. હાથમાંની ચિઠ્ઠીમાં અક્ષાંશ-રેખાંશ લખ્યા હતા તે જોઇને ફરીથી નિશાની આગળ ચોટાડી.

આસપાસ બધા ભેગા થયા, લગભગ બધા યહુદીઓજ હતા. હું પાછળની ખુરશી ઉપર બેઠો હતો. ભીડ ઓછી થયા પછી જોઇશ એવો વિચાર હતો. કાયટેલે નિશાનીથી પોર્ટ સૈદ સુધીનું અંતર માપ્યું. હિસાબ કર્યો અને ફરીને કહ્યું, "લગભગ ૧૭૫ માઇલ. એટલે પોર્ટસૈદ પહોંચતાં બાર એક તો વાગશેજ."

બધા ધીમે ધીમે વિખરાયા. કાયટેલ ઉભોજ હતો નકશા તરફ નિહાળીને જોતો હતો. હું ઉઠયો પાછળ જઇને ઉભો રહ્યો, તેના હાથમાં પેન્સિલ હતી. ચારે ખંડ ઉપર નકશામાં તે તે ફેરવતો હતો. જળ માર્ગ, વિમાનના માર્ગ, માર્ગમાંનાં બંદરો, દેશદેશના પર્વતો, નદીઓ, બધું તે નિહાળતો હતો.

રોજ ઘણીવાર હું તેને ત્યાં જોતો. મેં તેને કહ્યું, "શું જુઓ છો?"

તે ખંચાયો. મારા તરફ ફર્યો અને બોલ્યો, "આપણે કયે રસ્તે જવાના તે જોઉં છું."

મેં કહ્યું, "તમે આફ્રિકાનાં બંદરો જુઓ છો, અરેબિયામાંની નદીઓ નિહાળો છો, હિંદુસ્તાનમાંનાં શહેરો, ચીનમાંના પર્વતો, રેલ્વે માર્ગ બધું નિહાળીને જુઓ છો. આ બધો કંઇ આપણા પ્રવાસનો માર્ગ નથી."

"નથી ખરો," તેણે હસીને કહ્યું, "પણ હું યુરોપ

તરફ પેન્સિલ ફેરવતો નહોતો તે તમે જોયુંને? રોજ હું અહીં ઉભો રહું છું, અમારામાંથી ઘણા આમજ જોતા બેસે છે. હરેક નવો દેશ, નવું બંદર, નવું શહેર. નામ વાંચીએ છીએ અને મનમાં કલ્પના જાગે છે. ત્યાં જઇ શકાશે કે? ગુજરાન કરી શકાશે કે? ઘર કરી શકાશે કે?"

ફરીથી આખું સંભાષણ રોજની કહાણી તરફ વળવાનું એ જોઇને મેં કહ્યું, "બાકી અહીં ઉભા રહીને તમને એકદમ થતું હશે કે દુનિયા કેટલી વિશાળ છે? એક દેશ ગયો તોયે સ્વાતંત્ર્ય હરાય એવું નથી. ક્યાંએ રહી શકાશે, ગમે તેમ કરીને જીવી શકાશે."

વાત કરતાં કરતાં અમે ખુરશીઓ ઉપર બેઠા. માર્થાની મા પાસેજ હતી, મેં તેને હસતાં હસતાં કહ્યું, "તમે જોયોને આ નકશો? કયા દેશમાં રહેવાનું તમને ગમશે?"

કાયટેલે ભાષાંતર કરીને કહ્યા પછી તેણે જર્મનમાં જવાબ આપ્યો, "મારા ગમા અણગમાનું શું? જ્યાં રહેવા દેશે ત્યાં રહીશું."

મેં કહ્યું, "એમ કેમ કહો છો? આ રંગ જુઓ કેટલા વિવિધ છે? નવા દેશો, નવા રાજ્યો. આમાં નાઝી અમલનો રંગ આખા નકશામાં કેટલો થોડો છે? તમે ગમે ત્યાં રહી શકશો, જર્મનીના કરતાં સુંદર, સમૃધ્ધ, સારા એવા અનેક દેશો છે. કહો જોઇએ. તમે કહેશો ત્યાં ઉતારીશ. કયાં જવું છે?"

કાયટેલ હસ્યો અને બોલ્યો, "તમે કહો છો તેવી કલ્પના એકાદ વાર મનમાં આવે છે અને પછી હું વિચાર કરવા માંડું છું. એક એક મુશ્કેલી નજર સામે આવે છે. હોય છે નાની નાનીજ; પણ બધું અઘરૂં લાગવા માંડે છે. ધારો, ઇજીપ્તમાં રહેવાનું મળે તો? પણ તાપની બીક લાગે છે. હિંદુસ્તાનનું

પણ એમજ છે. દિલ્લી લાહોર એવાં નામો મેં સાંભળ્યાં છે ? પણ તાપ બહુ હોય છે એમ કહે છે. કોઇકવાર જીવવું પણ અશકય થઇ જાય."

મેં કહ્યું, "તાપની શી બીક ? મારા તરફ જુઓ. મારા ગામમાં ઉનાળામાં ૧૧૦ ઉપર ટેંપરેચર જાય છે. તો પણ હું જીવતો છું."

તેણે એકદમ ઉદ્ગાર કાઢયો, "Christ" ૧૧૦ છાયામાં ?" પેલી બાઇના શરીરનાં તો રૂંવાડાં ખડાં થયાં, કાયટેલ આગળ બોલ્યો, "આજે સવારે ખલાસીઓ વાતો કરતા હતા. રાતા સમુદ્રમાં તાપ બહુ. આસપાસ બધે રેતી. વાયરા દઝાડનારા હોય છે ખરૂં કે ?"

તેનો ચહેરો ગભરાઇ ગયા જેવો થયો હતો. એને દિલાસો આપતાં મેં કહ્યું, "કંઇ થતું નથી. તમે અમસ્તાં બીઓ છો. યુરોપિયનોની વસ્તી આફ્રિકામાં પણ નથી કે ?"

તેણે જવાબ આપ્યો, "તે ખરૂં ભાઇ. પણ એકમાંથી બીજી એવી અનેક અડચણો ઊભી થાય છે. વય જુવાન હોય તો કંઇકય સારૂં. આ ડોશી, હૅર્ટાની મા, એ તાપમાં જીવશે એમ માનો છો ? મારા મનમાં વિચાર આવે છે. ધારો કે પોર્ટ સૈદ અથવા એડનમાં ઊતર્યા. પાસે કપડાં છે તે બધાં ઠંડીનાં. તાપ એટલે નવાં કપડાં જોઇએ. કયાંથી લાવવા પૈસા ?"

મારી સામે ચિત્રો ખડાં થયાં. ખરેખર આ લોકોનું ઊતરવું, રહેવું એટલે મોજમાં ફરવું એવું નથી. આખો જન્મારો રહેવાનું, વલખાં મારવાનાં અને દરિદ્રતામાં સબડવાનું !

તો પણ હિંમત આપતાં મેં કહ્યું, "તમે અમસ્તા બીઓ છો. બધે તાપજ હોય છે એવું નથી."

તેણે કહ્યું, "તે હું જાણું છું. તેથીજ ગામો જોઉં છું

આસપાસ પર્વતો, નદીઓ કયાં કયાં છે તે જોઉં છું તે ઉપરથી આબોહવા કેવી હશે એમાં અનુમાન કરતો બેસું છું. શાંઘાઇ જાઉં છું ને? મને ત્યાંની બધી ભુગોળ મોઢે થઇ ગઇ છે!"

માર્થા આવી હતી. તેની અને તેની માની લડવાડ ચાલતી હતી. તેને મદનાનીની સાથે પોર્ટસૈદમાં ઉતરવું હતું. ત્યાંથી તે બંને જણ મોટરમાં ફેરો જઇને સુએઝમાં ફરીથી આગબોટ ઉપર આવવાનાં હતાં. ડોશી હા પાડતી નહોતી. છેવટે માર્થા ગુસ્સામાં "હું જવાની જ" એમ કહીને જતી રહી.

હું ઉઠયો. કાયટેલને પૂછયું, "તમે રાત્રે પોર્ટસૈદ જોવા ઉતરવાનાને ?"

તેણે કહયું, "નકકી નથી."

મેં એકદમ પુછયું, "વાહ, એમ કેમ ? પેલેસ્ટાઇન અહીંથી નજીકમાંજ છે. ખરૂં જોતાં તો તમારે ઊતરીને કેટલાક દિવસ મુકામ કરીને પેલેસ્ટાઇન જોવું જોઇએ."

પેલેસ્ટાઇનનું નામ સાંભળીને માર્થાની માએ ડોક ઉંચી કરી. કાયટેલ બોલી રહ્યા પછી તે બોલી, "તમે થોડા વખત ઉપર પૂછયું ને ? કયાં રહેવાનું ગમે છે ? મને હવે કંટાળો આવ્યો છે બધાનો, બધું છોડી દેવું, પેલેસ્ટાઇનની પવિત્ર ભૂમિમાં મરવું અને દટાવું, એટલી એકજ ઇચ્છા રહી છે."

૧૭

લુઇનું મને ઘણી વાર હસવું આવે છે. સ્વભાવ ભારે મસ્તીખોર તો ખરો જ. પણ તેનાં અડપલાં ભારે વિચિત્ર હતાં. ઊમરે મોટો હોત તો તેના ચાળા ભારે ગંમતના લાગ્યા હોત. જાણી જોઇને ઉપહાસ કરનારા લાગ્યા હોત. શિંદે તો તેને યુરોપીય સભ્યતાને ચાળા પાડનારો હોંશિયાર વિદુષક સમજતા. અને ખરેખર, તેના કેટલાક ચાળાઓનો અર્થ સમ-

જવો કઠણ હતો. તેને 'Good Morning લુઇ' કહીએ, હસ્તાંદોલન માટે હાથ આગળ ધરીએ, તો તેનો ઇન્કાર કરીને તે નાઝી સલામી આપતો, હાથ ઉપર ઉપાડતો. પણ તેમાં તેનો આવિર્ભાવ એવો હતો કે જાણે થપ્પડ મારવા તૈયાર થયો છે! સ્વાગતની એક પ્રથા યુરોપમાં છે. મળીએ એટલે સ્મીત કરવું. ઘણીવાર તે એટલું કૃત્રિમ હોય છે કે ખીજવ્યા જેવું લાગે. પણ હસવું અને પાછા ગંભીર થવું એવી રીતજ! લુઇની મા બિચારી મળતાંની સાથે આવુંજ હસતી. આ રાજેશ્રી તે વખતે જાણી જોઇને દાંતિયાં કરતા, ફરીથી ગંભીર થતા અને મા તરફ જોતા. શરૂઆતમાં મને તેનો અર્થજ સમજાય નહિ, પછીથી ખ્યાલમાં આવ્યું. તેની માનું મોઢું એમ સામાન્યપણે મીઠું હસમુખું રહેતું. પણ આ કૃત્રિમ સ્વાગતનું તેનું સ્મીતજ માત્ર ભારે વિકૃપ દેખાતું. તેથી તે પેલા બાળકના મનમાં કાયમનુ છપાઇ ગયું હશે. સામાન્યપણે તેના સુંદર ચહેરાને આવું વિકૃ હસવું પ્રયત્ન કરીને પણ સાધવું કઠણ હતું. તે રાત્રે નાચ હતો મંડલની સાથે તેની મા ધરાઇને નાચી. આનંદની ક્ષણો મન અનુભવે છે તેના કરતાં તે મોટી અથવા લાંબી કરવી એવીજ જયૂની મનની ઇચ્છા હોય છે. તેને મંડલ વિશે બહુ કૃતજ્ઞતા થઇ. નાચ પૂરો થયા પછી વિદાય લેતી વખતે તેણે મંડલને પૂરા દિલથી આભાર માન્યો. મંડલનું મન પણ દ્રવ્યું. તેણે 'Pleasure' તરીકે ઉદારતાથી નીચે વળીને તેનો હાથ ઊંચકયો અને મોઢા આગળ જઇને તેનું ચુંબન લીધું. લુઇ તટ ઉપર હતો તેને પણ 'Good Night' કહીને મંડલે હસ્તાંદોલન માટે હાથ આગળ ધર્યો. રાજેશ્રીએ સભ્યતાથી તે હાથ ઝાલીને તેના પૃષ્ઠ ભાગ ઉપર કચકચાવીને બચકુ ભર્યું. પેલા ચુંબનનો આ બદલો હતો, પર ગ્રીન

હાથનું ચુંબન લેવાના રિવાજનો તે ભયંકર નિષેધ હતો, કે પોતાની માની અસહાયતાનો તેણે લાભ ઉઠાવ્યો એમ માનીને તેનું વેર તેણે લીધું હતું, એ મને કંઇ સમજાયું નહિ. પણ શિંદે પછવાડે ઊભા હતા તેમને ખૂબજ હસવું આવ્યું અને આનંદ થયો. તેમણે પ્રેમ પૂર્વક તેને એકદમ પાસે લીધો અને મને કહ્યું, "સંભાળજો હં, સ્ત્રીઓ સાથે વધારે પડતો સંબંધ કરનારની ઉપર નાના જ્યુને પણ ગુસ્સો ચડે છે!" મેં હસીને કહ્યું, "ચડતો હશે, પણ તે વાતને મારી સાથે શી લેવાદેવા છે?" "તમારી ઉપર મારી નજર છે એ ધ્યાનમાં રાખો." મેં કહ્યું, "તમારી ઉપર પણ મારી છે!" "એટલે?" "પરમ દિવસનું વાકય યાદ આવે છે ને? Good buy, better mummy! લુઇનું કૌતુક અને મા સાથે દોસ્તી!" શિંદે મોટેથી હસ્યા અને બોલ્યા, "તેની ચિન્તા ન કરતા. લુઇ પોતાની માનો ચોકીદાર છે. હું કંઇક અતિશયતા કરીશ તો તે મને કચકચાવીને બચકું ભરશે. ખરૂં ને લુઇ?"

લુઇએ ડોક હલાવી. તેના તાળવા ઉપર વચ્ચોવચ સુંવાળા વાળની એક સ્પ્રિંગના જેવી હાર હતી તે થથરી. અસલ જર્મનમાં તેણે હકાર ભણીને કહ્યું, "યા" શિંદેએ તેને "મારો વહાલો એક શબ્દ ગલીપચી કરી અને કહ્યું,, અંગ્રેજી બોલે તો સમ છે! લુઇ, Yes કહે, say yes" પણ લુઇને હવે ખબર પડી ગઇ હતી. અંગ્રેજી બોલવાનું ટાળવું એ તેના મસ્તીખોરપણાનોજ એક ભાગ થયો હતો. તેણે 'Yes' કહેવાનો નકાર કર્યો. તેજ વખતે શિંદેએ તેના ગાલને ચુંટી ખણી અને કહ્યું, "ઉભો રહે છોકરા, તને આજે અંગ્રેજી બોલવાની ફરજ જ પાડું."

ત્યારપછી તેને લઇને તે પિઆનો પાસે ગયા. તેને ખોળામાં

લીધો, પિયાનો ઉઘાડયો, અને બજાવવાનો આરંભ કર્યો.

થોડાજ વખતમાં તે મધુર સ્વરોને લીધે યુગલો આકર્ષાયાં. નાચવાની શરૂઆત થઇ. લય વધવા લાગ્યો. લુઇ આનંદથી તાલી પાડવા લાગ્યો. મેં તેને ઊંચકયો. કેડ ઉપર લીધો. તેનો એક હાથ મારા હાથમાં લીધો. બીજા હાથે તેને છાતી સરસો લીધો. અને નૃત્યમાં સામેલ થયો.

નૃત્ય રંગમાં આવ્યું. શિંદેને પણ સ્ફુરણ ચડયું. લુઇના મનમાં દબાએલા આનંદના પ્રવાહ મુકત થયા. તે હર્ષથી ચિત્કાર કરી ઊઠતો. બધાંનાં મનમાંની સુખસીમાની ભાવનાનો તે ઉદ્‌-ગાર હોય એમ લાગતું !

પિઆનો અટકયો. લુઇને મેં નીચે ઉતાર્યો. તે દોડીને શિંદે પાસે ગયો. તેણે ફરીથી પિઆનો બજાવવાનો આગ્રહ કર્યો. શિંદેએ તેને પૂછયું. "લુઇ, હું પિઆનો બજાવું કે ?"

તેણે આનંદથી ડોક હલાવી અને કહ્યું, "યા! યા !" શિંદેએ એક આંગળી પિઓનો ઉપર મૂકી. બોલ્યા, "યા" નહિ. અંગ્રેજીમાં હા કહે. Yes કહે." તેણે એકદમ કહ્યું, "Yes. Yes"

એકબેવાર આંગળીઓ ફેરવીને તે ફરીથી અટકયા, "હજી બજાવું ?"

"યા !" પણ તરતજ તેમની નિષેધની નજર તરફ જોઇને બોલ્યો, "yes!"

"તો કહે જોઇએ uncle, play piano !"

પડે તે કિંમત આપવાની તત્પરતાથી તે બોલ્યો, "uncle, play piano !"

શિંદેએ વિજય મેળવ્યો હતો. તેના વિરોધની બધી ભાવ-નાઓને પાછી ધકેલતાં તે બોલ્યા.

"કહે I like piano !"

"I like piano."
"I like English!"
"I like English."
"Very much."
"Very much."

તેમનું મન તેની લાચાર દશાથી દ્રવ્યું. તેને પાસે લઇને તે એકદમ પ્રેમપૂર્વક બોલ્યા, "Ah baby, I like you,!"

પણ લુઇને તે સમજાયું નહિ. તેણે પણ શિંદેને કહ્યું. "Baby,, I like you!!"

સંગીતની ભૂલામણીમાં તે ભાન ભૂલ્યો હતો.

તેની અભિમાનની, હઠિલાપણાની, ડોઇશ વિશેની આત્મીયતાની બધી વૃત્તિયો ઊડી ગઇ. બધાને હસવું આવ્યું. શિંદેએ તેને ઊંચે ઉપાડી લીધો. મને કહ્યું, "હવે સવાર સુધીમાં આને અંગ્રેજીનો પ્રોફેસર બનાવી દઉં!"

મેં કહ્યું, "સવાર સુધીમાં? એટલે તમે પોર્ટ સેદમાં બંદર ઉપર આવતા નથી શું?"

"આવતો કેમ નથી? આને પણ લઇ જઇશું! કેમ ખરું ને લુઇ? બોલ Yes!"

તેણે ખુશીથી સંમતિ આપી. મારા ખભાને પાછળથી કોઇએ સ્પર્શ કર્યો. મેં ફરીને જોયું. હૅર્ટા ઊભી હતી.

તેનો વેશ જોઇને મને આશ્ચાર્ય થયું. વાળ સારી રીતે ઓળ્યા હતા. ફુલની રીત લુગડાના કકડાની જેમ બાંધી હતી. શરીર ઉપર સુંવાળો રેશમી ફરાક પગસુધી પહેરેલો હતો. ખભા, પીઠ, ગળું, છાતી સુધીનો ભાગ ઉઘાડોજ હતો. ખભે કાળી ફર ઓઢેલી હતી. છાતીએ નાનકડું ફૂલ ટાંકણીથી ચોંટાડેલું હતું.

સૂજતું હતું.

સાથે મન્નાન હતો. તેણે રાત્રીના ભોજન સમયનો સુટ પહેર્યો હતો. બંને જણ નૃત્યની તૈયારી કરીને આવેલાં દેખાતાં હતાં.

તેણે ખાલી મારા તરફ જોયું. તેમાં રૂપનું અભિમાન હતું. મને પૂછ્યું' "મારે તમને કંઈક પૂછવુ છે, શું હશે ઓળખો ?"

મન્નાનના કપાળે કરચલીઓ પડી. મારી સાથેની તેની દોસ્તી તેને ગમતી ન હોતી. મેં જાણી જોઇને કહ્યું," મારી સાથે નાચો છો કે એવું જો તમારે પૂછવું હોય તો તેનો કંઇ ઉપયોગ નથી. મને નાચતાં આવડતું નથી !"

હાથ ઝાલીને મને તે એક ટેબલ પાસે લઇ ગઇ. ત્યાં બેસાડયો. મન્નાન પણ બેઠો. મને કહ્યું, "તે નથી પૂછતી. હું દરેકને એકજ પ્રશ્ન પૂછું છું.! મિસ્ટર મન્નાનને પણ પૂછ્યું. તમને પણ તેજ પૂછું છું. હું કેવી દેખાઉં છું કહો જોઇએ."

મેં તેના તરફ જોઇને કહયું, "તમારાં કપડાં જડયાં હોય તેવાં દેખાઓ છો !"

તે એકદમ ગંભીર થઇ. મન્નાન મારા તરફ ફરીને બોલ્યો, "તમે ફ્રાઉલાઇનનું અપમાન કરવાના વિચારમાં છો !"

હું ખુરશી ઉપરથી ઉઠયો. બંનેને કહયું, "માફ કરો. ફ્રાઉલાઇનનું અપમાન કરવાની કલ્પના મને આવવી શકય નથી. તમારાં કપડાં ખોવાયાં હતાં તે જડયાં એનો મને આનંદ થયો. તે મેં બોલીને દર્શાવ્યો એટલુંજ !" એવું કહીને હું ફર્યો, ગુડનાઇટ કર્યું અને પાનગૃહની બહાર નીકળ્યો.

હું ડેક ઉપર ઊભો હતો. પોર્ટ સૈદ નજીક આવતું હતું. સમુદ્ર નાનો થઇ જઇને જમીનની કૂખમાં પેસતો હતો. જોતજોતામાં તેના ઉપર દીપકલિકાઓના રોમાંચ ખડા થવા લાગ્યા. થોડાજ વખતમાં પોર્ટ સૈદનું બંદર તરતું આગબોટ તરફ આવ્યું.

હૅર્ટા પાસે આવીને ઊભી રહી હતી. તે બોલી, "તને એક વાત કહેવી છે, બૉબ!"

તેના તરફ જોયા વિના મેં પૂછ્યું, "શું?"

"ઊભો રહે કોઇ સાંભળે છે કે શું તે હું જોઉં છું!" એમ કહીને તેણે ચોતરફ જોયું. પછી ગંભીરતાથી મારો હાથ ઝાલ્યો અને તદ્દન ધીમા સ્વરે કહ્યું, "કહું છું. પણ તારે કોઇની આગળ વાત કરવાની નથી!"

"ઘણું કરીને નહિ."

"બૉબ, કોઇને કહીશ નહિ. તું મને જરાએ ગમતો નથી!"

મેં તેને કહ્યું, "કોઇને નહિ કહું, પણ એક માણસને કહેવાની ઇચ્છા છે."

"કોને?"

"મિ. મન્નાનને!"

તેણે આંખો મોટી કરીને મારા તરફ જોયું. મારા ખભા પકડ્યા. ધીમેથી ચુંબન કર્યું અને બોલી, "હવે મને કેટલું સારૂં લાગે છે! તને ઇર્ષા આવવા માંડીને? તને ખૂબ સતાવું એમ મને થાય છે. ક્યારની આટલો બધો વખત હું તારી ડેક ઉપર વાટ જોતી હતી. અને તું આવ્યો નહિ, ખરૂંને?"

તેને દૂર ખસેડીને હું બોલ્યો, "ખોટું. હું ઉપર આવી ગયો. તને ખૂબ શોધી. તું ડેક ઉપર નહોતી."

"ભોજન થયા પછી બે કલાક હું સામેના થાંભલા પાસે ઉભી હતી!"

"હોઇશ. પણ અંધારામાં ઓળખવી કેવી રીતે? માથા ઉપર દીપગૃહના જેવો દીવો રાખવો હતોને!"

તે જરા દૂર ખસી બહાર જોવા લાગી. પછી બોલી, "પોતાનું માણસ ઓળખવા વાસ્તે મોઢું જ જોવું પડે છે કે?

વહાલું હોય એટલે તેના શરીરની સારી હિલચાલની રેખાએ રેખા મનમાં જીવંત હોય છે. અહીં હમણાં ઓછું અંધારૂં છે કે ? પણ હું કેવી અચુક તારી પાસે આવી ? હું તને ગમતીજ નથી વળી !"

પાઇપને ઓલવીને મેં ખીસ્સામાં મૂકી અને કહ્યું, "મુદ્દલ ગમતી નથી !" અને તેની પાસે લીધી.

થોડા વખત પછી તેણે પૂછ્યું. "મિસ્ટર મન્નાનને મેં પુછ્યું હું કેવી દેખાઉં છું કહે. તેણે કહ્યું, બહુ સુંદર દેખાય છે. તને કેવી દેખાઉં છું તે કહે !"

મેં સહેજ કહ્યું, "કંઇ વિશેષ નથી દેખાતી કંઇ. માણસ જેવી માણસ તું દેખાય છે એટલુંજ !"

તેનો ચહેરો એકદમ ઉત્તેજિત થયો. મને પકડીને તે બોલી, "ઑાબ તું મનપારખો છે. જરૂર. મને એમજ લાગે છે ! હું મનુષ્ય થઇ છું ! ચાર પાંચ વર્ષ ભૂલી ગઇ હતી ! થતુ, હું ક્ષુદ્રમાં ક્ષુદ્ર જંતુઓ કરતાં પણ હીન છું. આગબોટ ઉપર પગ મૂકયો. સ્વતંત્ર હવા ખાવા મળી, તેના ઉપર વિશ્વાસ બેસે નહિ, અહીં બધા ઓળખે છે, પૂછતાછ કરે છે, મારી સાથે વાત કરે છે, હસે છે, રમે છે. તું મારૂં કૌતક કરે છે, ચિંતા કરે છે ! બોલ હવે હું મનુષ્ય, જીવંત મનુષ્ય થઇ છું !"

હું ચકિત થયો. તેનો આવેશ વધતો હતો. મારા ખભા ઉપર તેણે ડોક ટેકવી. બોલવાની શરૂઆત કરી, "આજે મારો સામાન જડયો. કપડાં જડયાં. હવે પોર્ટસૈદમાં આપણે ઉતરીશું સુખનાં બધાં સાધનો હાથમાં આવ્યાં છે. હું સુખી થવા માટે સજ્જ થઇ છું. આપણે ઉતરીશું. ખૂબ ફરીશું, દોડીશું, રમીશું. મારા મનમાં શું શું કરવાનું છે એની યાદી મોઢે છે. કેફેમાં પેય લઈશું. થિયેટરમાં ખેલ જોઇશું. કેબરેજમાં જઇને નાચશું.

ખૂબ કેફ ચડશે ; એટલે રાત્રીના શાંત માર્ગમાંથી દોડતાં ફરીશું. સમુદ્રના કિનારા ઉપર જઇશું. હું તારી પાસે ઊભી રહીશ. લેસેપ્સના પુતળાની જેમ આંગળી સામે ધરીને હું કહીશ, બૅાબ, આ સુએઝની નહેર, પૂર્વનું દ્વાર. જર્મની પાછળ ગયું. યુરોપ પાછળ ગયું. છળના, દ્વેષના, વેરના આધાર ઉપર જીવનારી, વિજય મેળવવા ઇચ્છનારી સંસ્કૃતિ પાછળ ગઇ. હવે હું નવા ખંડમાં જાઉં છું. આ પૂર્વ. આ તરફજ અમારા સુખનો સૂર્ય ફરીથી ઊગશે !"

મેં તેને સંભાળી લીધી. જહાજ થોભ્યું હતું. નાનાં નાનાં હોડકાં આવીને આગબોટને વળગ્યાં હતાં. તેમાં માલ વેચવા માગનારા ઇજિપ્શિયન વેપારીઓની બૂમાબૂમ ચાલુ હતી.

અમે બહાર જવા નીકળ્યાં. મેં હૅર્ટાને કહ્યું, "મન્નાનને ખરાબ લાગશે. તું લોંચમાં તેની સામે ધકકા ઉપર જા. ત્યાંજ હું તારી વાટ જોઉં છું."

## ૧૮

પોર્ટસૈદ બંદરને ધક્કો નથી. આગબોટ દૂર ઊભી રહે છે. બંદરે જવું હોય તો મોટર લોંચમાં બેસીને જવાય. ફરીથી પાછા આવવું હોય તોયે મોટર લોંચમાંજ અવાય.

બધા તૈયાર થયા હતા. કાયટેલ પણ ઊભો હતો. મેં પૂછ્યું, "તમે આવવાના નહોતાને ?"

તેણે હસીને જવાબ આપ્યો, "મેં તપાસ કરી, મોટર લોંચનું ભાડું આપવું પડતું નથી. મફત લઇ જાય છે, મફત પાછા મૂકી જાય છે. હવે મુશ્કેલી રહી નથી."

બધા જર્મનો ઉતાવળમાં હતા. ઊતરવા માટે ઉત્સુક થયા હતા. શિંદેએ લુઇને કેડ ઉપર લીધો, તેના શરીર ઉપર ઝીણી નેવી બ્લ્યૂનો પોશાક હતો. લુઇની મા જ્યૂ મંડળમાં હતી.

તે મંડળમાંજ હેર્ટા હતી. મન્નાન પણ હતો.

આગબોટમાં ખૂબજ બફારો થતો હતો. ઉપરના ડેક ઉપર આવ્યો. ત્યાં એકદમ ઠંડું લાગ્યું. મેં લુઇની માને કહ્યું, "મોડું થશે. ઠંડી તો છેજ. લુઇને ઓઢવા માટે કંઇક લઇ રાખો. અમે દાદર ઉપરથી નીચે જઇએ છીએ, વહેલાં આવશો તો પહેલીજ લોંચમાં જગા મેળવીશું."

પહેલા વર્ગના ડેક ઉપર ભીડ થઇ હતી. યુનિફોર્મ પહેરેલા અધિકારી, તુર્કી ટોપી પહેરેલા કસ્ટમ્સના અધિકારી અને પાસ અધિકારી, પાસપોર્ટના અધિકારી બધા પ્રવાસીઓના ભભકદાર પોશાક. દરેક જણ નીચે જવા માટે સરખીજ ઉતાવળમાં હતો. ઊતરવા માટે નીસરણી લગાવી હતી. અમે હારમાં ઊભા રહ્યા. અમારો વારો આવ્યો. શિંદે મારી પછવાડેજ હતા, મેં પાસપોર્ટ બતાવ્યો. ઊતરવાના પરવાનાનું કાર્ડ મળ્યું. નીસરણી ઉપર ગયો. શિંદેએ પાસપોર્ટ બતાવ્યો. અધિકારીએ લુઇ વિશે પૂછ્યું. શિંદેએ કહ્યું, તેની મા પાછળ આવે છે. મારે લોંચમાં જગા મેળવવાની છે.

તે થોડોક ગણગણ્યો. પણ શિંદેનો છૂટકારો થયો. પાટિયાં અને દોરડાંની નીસરણી ઉપરથી સંભાળીને ઊતરતાં ઊતરતાં અમે નીચે આવ્યા.

તળીએ નાનાં પાટિયાંનો તરાપો દરીઆમાં તરતો હતો. તેને જ અડીને લોંચ હતી. હાથ અકડાયો હતો તેથી શિંદે એકદમ લોંચમાં જઇને બેઠા. લુઇ આનંદમાં હતો. શિંદેએ ખૂણામાંની જગા મેળવી અને ત્યાં તેને નીચે ઉતાર્યો. પ્રવાસીઓની હાર નીસરણી ઉપરથી ઊતરતી હતી. મોટરલોંચ ભરાવા આવી, લુઇની મા દેખાય નહિ. નાનકડા તરાપા ઉપર ભીડ થઇ. લોંચ ભરાઈ. શિંદે ચિંતાથી ઉપર જોતા હતા. પાછા ફરવાને

જગા નહોતી. મેં બૂમ પાડીને કહ્યું "ચિંતા કરશો નહિ. તમે આગળ જાઓ. હું તેને લઇ આવું છું."

લોંચ ઉપડી.

તરાપા ઉપર ભીડ, નીસરણી ઉપર ભીડ. મારાથી ઉપર જઇ શકાતું નહોતું. બીજી લોંચ આવી. પ્રવાસીઓ ચડતા હતા. મારી પાસે એક અંગ્રેજ ઊભો હતો. ડિનર સૂટમાં. આંખો દારૂને લીધે લાલ. એકાએક તેણે લથડિયું ખાધું, તે મારી ઉપર પડયો. તેને સંભાળી લીધો. નીચે સુવાડયો. તેને આંકડી આવવા લાગી. મોટું ધાંધલ થયું. ઉંચે જોઇને બધા સ્ટીમરના ડૉકટરને બોલાવવા લાગ્યા.

મેં તેની ટાઇની ગાંઠ છોડી. કૉલર તંગ હતો. તે તોડીને ગળું મુકત કર્યું. પાણી લઇને મોઢા ઉપર છાલકો મારવા માંડી. લોંચ આવી અને ગઇ, મારું ધ્યાનજ નહોતું. તેને ભાન આવ્યું. ત્યારે મેં ઉપર જોયું. એક લોંચ હમણાંજ ઉપડી હતી.

ભીડ જતી રહી હતી. નીસરણીને ઉપરને છેડે એક ઇજિપ્શિયન સિપાઇ ઊભો હતો. નજીકમાં જ સફેદ ગણ વેશમાં એક સ્ટીમરનો અમલદાર. નીસરણી ઉપર હવે કોઇ નહોતું. પાસેના ખલાસીને મેં પુછયું, "લોંચ કેટલા વખત પછી આવશે ?" તેણે જવાબ આપ્યો, "અર્ધા કલાકે,"

હું ઉપર ગયો. ડેક ઉપર પગ મૂકયો. પરિચારકે પૂછયું, "ગયા નહિ ?" મેં ડોક હલાવી. અંદર જવા ફર્યો.

એટલામાં કોઇક સ્ત્રીએ કહ્યું, "Hullo" તે લુઇની મા હતી. ઉતાવળમાં તેની પાસે ગયો અને કહ્યું, "વાહ! કેટલું મોડું કર્યું ? ચાલો !"

પણ તે જોતીજ રહી. મને આશ્ચર્ય થયું. મેં પૂછયું, "આ શું : તમે બોલતાં કેમ નથી ? ટાઢ પડી છે. લુઇને ઓઢ-

વાનું વહેલું આપવું જોઇએ. ચાલો ને ।"

તેણે પૂછયું, "કયાં જવાનું ?"

"બંદર ઉપર."

"પણ જવા દેતા નથી." તે રડું રંડુ થઇ હતી.

"એટલે ? કોણ કહે છે ?"

"બધાજ."

હું ચકિત થયો. બોલ્યો, "તમારો પાસપોર્ટ છે ને ? તો ચાલો. ના કેમ જવાય ?"

તેનો હાથ હાથમાં પકડયો. અમે નીસરણીના મોઢા આગળ ગયાં. પેલોજ અધિકારી. તે વખતનાજ પ્રશ્નોત્તરો. "પાસપોર્ટ ?" મેં ચોપડી આગળ ધરી. તેણે ઉપરના સોનેરી અક્ષર વાંચ્યા અને કહ્યું. "British ? You are alright, Sir !" લુઇની માની તરફ જોઇને તેણે પૂછ્યું "British passport Madam ?"

તે ગભરાઇ ગઇ હતી. તેનો હાથ ધ્રૂજતો હતો. મેં કહયું, "I think, its German"

તેણે ભ્રૂકૂટી ચડાવી. કરચલીઓ વાળી. પાસપોર્ટનું પુસ્તક ઉઘાડીને જોયું અને પાછું આપતાં કહયુ, "મને લાગ્યુંજ હતું, માફ કરો. આ કિનારા ઉપર તમે પગ નહિ મૂકી શકો !"

હું જોઇજ રહ્યો. લુઇની માને પાસપોર્ટ પાછો લેવાનું પણ ભાન ન રહયું. તે ગભરાઇ ગઈ. વારાફરતી તે અમારી બંનેની તરફ જોતી હતી. તેને બરાબર અર્થ પણ સમજાયો નહિ. છેવટે પાસેના પરિચારકે વિનયપૂર્વક તેની કોણીને સ્પર્શ કર્યો, અને કહ્યું, "Please madam, this way." અને તેને બારણામાંથી બાજુએ ખસેડી,

મેં અમલદારને વિનવણી કરી, તેનું છોકરૂં આગળ ગયાનું કહ્યું. પણ તેનો જવાબ એક જ હતો, 'I am sorry

Sir, German jews are not allowed on this shores !" મેં તેને પાછી લઇ આવવાની કબૂલાત આપી, પણ તેજ જવાબ. સભ્ય પણ નિશ્ચયી. "My orders, instructions are strict. I am sorry."

ડેક ઉપરજ એક કઠેરાની બાજુએ હું ઉભો રહ્યો. તેની સાથે પણ વાત કરાય નહિ. ચીડથી, આવેશથી મોઢું મૂગું થઇ ગયું હતું, પાઇપ કાઢી અને સળગાવીને બહાર જોતો ઊભો રહ્યો.

ડેક ઉપર જ પેલી તરફ થોડી ભીડ હતી, કેટલાક ગોરા સ્ત્રી પુરૂષો હતા. વચ્ચેજ ઉંચી ટોપી પહેરેલો એક આરબ ઉભો હતો. તે હસતો હતો. વાતચીતના કેટલાક ભાગ વચમાં વચમાં કાને પડતા હતાં."

કોઇકે પૂછ્યું, "પણ અમે શું પાપ કર્યું છે ? ખાલી બંદર ઉપર જઇને પાછા આવવાની પણ અમને મનાઇ ?"

પેલા આરબે સામું પૂછ્યું, 'પણ પાછા સ્ટીમર ઉપર જ આવશો એ ખાતરી કોણ આપે ?"

"એટલે કયાં જઇશું ?"

"શો ભરોસો ? તમે નિર્વાસિત છો. ગમે ત્યાં જાઓ. જેને ત્યાં આશરો મળે તેને ત્યાં રહો. પેલેસ્ટાઇનમાં જાઓ તો ?"

બધા સ્તબ્ધ થઇ ગયા. વચ્ચેજ કોઇક ઉ-તેજિત સ્વરે બોલ્યું, "પેલેસ્ટાઇન એટલે પારકું ઘર નથી. તે અમારી યાહુદીઓની ભૂમિ છે."

પેલા આરબે ઉપહાસમાં હસીને ખભા નચાવ્યા અને કહ્યું. "ખરેખર ? મને ખબર નહોતી. મને ખ્યાલ છે કે પેલેસ્ટાઇન આજે અમારૂં આરબોનું જ છે !"

કોનો ખ્યાલ ખરો એ કોણ કહી શકે ? રોમનો આવતાં પૂર્વે, મુસલમાનો પહેલાં, પેલેસ્ટાઇન યહુદીઓનું હતું

એમ ઇતિહાસ કહે છે. પણ ઇતિહાસ બહુરૂપી છે. તેની સાક્ષી કોઇપણ દેશે લેવી નહિ!

## ૧૯

હૅર્ટા ક્યાં છે?

તેના ચહેરા ઉપર ભોગવેલાં દુ:ખોની અનેક સાબીતીઓ હતી. જર્મનીમાંથી બહાર નીકળી, સ્વતંત્રતા મળી એમ તેને લાગ્યું. તેવામાંજ આ આઘાત. મને ચિન્તા થવા લાગી. તેની હિંમત ભાંગી પડશે. કદાચ મનનું સમતોલપણું પણ ગુમાવશે. દાબી રાખેલા વિચારોનો સ્ફોટ થાય એટલે માણસ આતતાયી બને છે. હું તેને શોધતોજ હતો.

બધા મળ્યા. મોઢાં મ્લાન હતાં. અપેક્ષિત વાત બન્યાની લુઇની માને ચિંતા હતી. તે ફકત છોકરાની. હરમાન. તો પત્નીની મશ્કરીજ બનાવતો હતો. મને કહ્યું, "જોયું? કેવો સાજ સજ્યો હતો? આટલી રાત્રે પોર્ટ સૈદમાં એના તરફ કોણ જોવાનું હતું?" તેણે જરા ચિડાઇને જવાબ આપ્યો, "મારે ટપાલ નાખવી હતી. બંદર ઉપર." તે બોલ્યો, "ટપાલ માટે સ્ટીમર ઉપર પોસ્ટ છે!" કાયટેલ મને જોઇને હસ્યો, બોલ્યો, "અમસ્તી ઊંઘ બગડી તેનું જ લાગી આવે છે."

ડેક ઉપર હું હૅર્ટાને મળ્યો. દૂરથી જ હાંક મારી. તે એકદમ ફરી. પાસે ગયો ત્યારે તેણે મારો બાહુ ઝાલ્યો. તપાસી જોયું. જણાય છે તે ખરૂં છે, આભાસ નથી એની ખાતરી કરી લીધી. અને કેવળ અસહાયપણાથી બોલી, "ઑબ!" અને મોઢું ફેરવ્યું!

હોઠ દાબી રાખ્યા હતા, હાથ સ્વસ્તિકની જેમ છાતી ઉપર હતા. તે છાતીને દાબી રાખતી હતી. થોડા વખત પછી બોલી, "કેમ આવ્યો? કોઇ ધ્યાન આપે એટલે ભાન થાય છે

કે હું મનુષ્ય છું, પણ તે ફરીથી હડધૂત થવા માટે જ ?"

મેં તેના હાથ છૂટા કર્યા. તેમને હાથમાં લઇને કહ્યું. "હૅર્ટા મારાથી બોલી શકાતું નથી,'

થોડો પ્રકાશ હતો. તેના ઉપર લોહીનાં ટીપાં દેખાયાં. મેં ચોંકીને કહ્યું, "આ શું અલી ?" તે જોઇને તે પણ મનમાં બોલી, "દાંત લાગી ગયા લાગે છે !"

હતાશાને પરિણામે થયેલા ક્રોધના આવેશમાં તેણે પોતે કરેલા દંશની તે નિશાનીઓ હતી ! તે બતાવીને મેં તેને રોષમાં કહ્યું, "તું ગાંડી તો નથી થઇ હૅર્ટા ?"

તેણે રૂમાલ કાઢયો, લોહી લૂછ્યું અને મને કહ્યું, "તને એકજ વિનંતિ કરવાની છે બૅાબ. બનેલા બનાવ વિશે એક અક્ષર પણ આપણે ઉચ્ચારવાનો નહિ."

તે પોતા વિશે, જર્મનીમાંના જીવન વિશે ભાગ્યેજ મારી આગળ કંઇ બોલી હતી. મનમાં શલ્ય ભોંકાતા હતા. પણ દુ:ખનું પ્રદર્શન કરવું તેને લાચારી જેવું લાગતું હશે.

પણ ઊંડે ઉતરેલો કાંટો તપાવેલા તેલના ટીપાથી છૂટો થાય છે. ઉપર આવવા લાગે છે, મારા સ્નેહની ફૂંકને લીધે તે રાત્રે તેના મનમાંનાં દુ:ખોને વાચા ફૂટી.

અમે ડેક ઉપરજ ઉભાં હતાં. હું વિચારમાં નિમગ્ન હતો. તેણે પૂછ્યું, "શાનો વિચાર કરો છો ?"

હું જરા તરા ભાનમાં આવ્યો, તેને પૂછ્યું, "હૅર્ટા તેં હિટલરને જોયો છે કે ? તને ગમે છે કે તે ?"

તે ચમકી. પણ તેને દુભાવવાનો મારો ઇરાદો નહોતો એ તેણે જોઇ લીધું. મારા મનમાંના તોફાનની ઝાંખી કલ્પના તેને આવી હશે. તેણે જવાબ આપ્યો, "હા. મને બહુ ગમે છે હિટલર. મળે તો ચુંબન કરવું છે !"

મેં જોયું દબાવેલો રોષ, દ્રષ્ટિમાં દ્વેષનો અંગારો. પોતાની અસહાય દશાની ચીડ! તે સ્વરમાં આ બધા વિકારોની ધારા હતી. મને વિચાર આવ્યો, ચુંબનની તક મળતી હોય તો વેર લેવાના સંતોષને ખાતર આ સુંદર તરૂણી વિષ કન્યા થતાં પણ પાછું જોશે નહિ!

એક આંગળીમાં વીંટી હતી. ખાસ સોનું નહોતું પણ પ્લેટિનમ પણ નહોતું જ. ગમે તેવા ફાલતું હીરાની વીંટી તે પહેરે એમ પણ લાગ્યું નહિ. મેં હાથ ઉલટાવીને જોયું.

તેણે પૂછ્યું, "શું જુએ છે?" મેં કહ્યું, "પૂછવાનો હતો, પણ ખાનગી વાતો પૂછવી નહિ એવો શિષ્ટાચાર છે."

તેણે જવાબ આપ્યો. "તારો અને મારો સંબંધ કેવળ શિષ્ટાચારનોજ છે ખરૂં!"

મેં કહ્યું, "આ વીંટી વિશે વિચાર કરતો હતો."

તેણે હાથ છોડાવી લીધો. વીંટી તરફ જોયું. જરાક ફેરવી અને બોલી, "તેં પૂછ્યું નથી પણ કહું છું. આ વીંટી કોણે આપી છે જાણો છો?"

મેં ડોક હલાવી અને કહ્યું, "જાણવાની ઉત્સુકતા પણ નથી."

તે હસીને બોલી, "Thanks, તું ખરેખર સદ્‌ગ્રહસ્થ છે, પણ તારી ઇચ્છા ન હોય તો પણ કહેવાથી મને ઠીક લાગશે. તું સાંભળીશ કે?"

મેં ફરીથી હાથને હાથમાં લીધો અને કહ્યું, 'કહે.'

## ૨૦

વીંટી કાઢીને તેણે હાથમાં લીધી અને સામે ધરી. ઉપરની મુદ્રા બતાવીને બોલી, "આ અક્ષરો જો. K. અને F. કાર્લ ફ્રાન્ઝ એ નામના. તું ગુસ્સે નહિ થાય ને? ગુસ્સે ન થતો

બૅાબ. આજે હું તારી પ્રિયા છું. જર્મની છોડતી વખતે આ મારો પ્રિયતમ હતો. ગાંડી હોઇએ તો પણ અમે સ્રીઓ પ્રેમનું માપ ગણી તોલીને કરીએ છીએ.

“કાર્લની મેં પસંદગી કરી. અમે વચનબદ્ધ થયાં. તેની નિશાની તે આ વીંટી. મળી ત્યારે પ્લેટીનમની હતી. પણ જર્મનીમાંથી અમે સોનું પણ બહાર લઇ જઇ શકતા નથી. હું હદપાર થઇ. પૈસા, ઘરેણાં, આ વીંટી, બધું હરાયું. તે લૂંટની નિશાની તરીકે તેજ નકશીની આ સાદી ધાતુની વીંટી મને મળી. તેજ પહેરૂં છું.”

હું સહજ દૂર ખસ્યો. મારો તેના ઉપર પ્રેમ નહોતો ને? તો ફ્રાન્ઝના નામોચ્ચારથી આમ એકાએક ખસી કેમ ગયું?

તેના પણ ખ્યાલમાં તે આવ્યું હશે! તેણે પાસે આવવાનો જરાએ પ્રયત્ન કર્યો નહિ. એટલુંજ કહયું, “સાંભળવાનો હતો તેથી કહયું. મને મન ખાલી કરવા કોઇ નથી! મન જીવંત છે. તેને તરસ લાગે છે, ભૂખ લાગે છે. ઉપવાસ કેટલા, કેવી રીતે સહેવા? નવા અનુભવ થાય છે. મન ગભરાઇ જાય છે, કોઇકવાર લાગે છે, મારે હાથે શું થાય છે આ? ફ્રાન્ઝ એક વખત મારૂં સર્વસ્વ હતો. તેની યાદ હજી છે. પણ આજે પૂર્ણપણે તારી છું એમ કહું છું. એનો કંઇ અર્થ છે કે?”

આ પરિચિત શબ્દોનો પડઘો ઉમાના પત્રમાં હિંદુસ્તાનમાં એકવાર ઊઠયો હતો! આજે આટલે વર્ષે, બીજા ખંડમાં, બીજી સ્રીને મોંઢે તેજ શબ્દો કલ્પનાના પડદા ઉપર અથડાયા. ફરીથી ગાજી ઊઠયા! પહેલી પ્રીતિનો ટોટો પીસનારા સ્રી મન વિશે જીવનમાં પહેલીજ વાર સાહાનુભુતિ ઉત્પન્ન થઇ, મેં જોયું, તે કઠેરા ઉપર વાંકી વળીને નીચે પાણીમાં જોતી હતી. મેં તેને પાસે લીધી

પછી અમે દોરડાંના ઢગલા પડયા હતા તેમના ઉપર જઈને બેઠાં તેને સિગારેટ આપી. મેં પાઇપ સળગાવી. તેનું મન ભરાઇ આવ્યું હતું, પોતાની હકીકત કહેવાનો તેણે આરંભ કર્યો. તેજ મારા શબ્દોમાં હું તમને કહું છું.

## ૨૧

ઑગસ્ટ મહિનો બેઠો. બધે તડકો પીને ખેતરો, ચરા ફૂલ્યાં હતાં. તેમના ઉપર કાપણી માટે દાતરડાં તૂટી પડવા લાગ્યા. મોસમ પૂરી થશે એટલે મહાયુધ્ધ શરૂ થશે એવી વાત ચાલતી હતી. જર્મનીના કુલ મુખત્યારો શસ્ત્રો ઘસીને તૈયાર કરતા હતા. મૃત્યુ પોતાની કાપણીની વાટ જોતું હતું।

મિલાન એકસપ્રેસ ઊપડવાનો વખત થયો. સ્ટેશન ઉપર બહુ ઘોંઘાટ નહોતો. પ્રવાસીઓ આવતા. મૂંગે મોઢે ગાડીમાં બેસતા. પ્લેટફોર્મ ઉપર ભીડ નહોતી. ફેરિયાઓની બુમો નહોતી, રેલ્વેના અધિકારી, પોલીસ અધિકારી, સાદા વેષમાંના ગુપ્ત પોલીસ, બધા હમેશાની જેમ ઊભા હતા. સ્વિત્ઝર્લાંડ, ઇટાલીમાં છુટ્ટી ભોગવવા નીકળેલા મોજીલા પ્રવાસીઓની ગાડીમાં ભીડ હતી. બધા ફરીથી જર્મનીમાં પાછા આવવાના હતા. નહોતા આવવાના ૧૫-૨૦ મુસાફરો, તેઓ આજે હદપાર થતા હતા, બધા જર્મન યહુદી હતા. બોતેર વર્ષની હૅર્ટાની મા. તેનો પગ મહામહેનતે જ ઊપડતો હતો. હૅર્ટા તેને લઇને ડબામાં ચડી. વારંવાર તે માને બચીઓ કરતી, અને "મુટી, મુટી" એટલું જ બોલતી હતી. ડબામાં પહેલેથીજ થોડી ભીડ હતી. હૅર્ટાએ એટલામાંજ એક સારી જગા જોઇ. થર્ડ કલાસનો ડબો હતો. પણ બેસતી વખતે તેની ગાદી તરફ જોઇને માએ કહ્યું, "આ આપણે માટે નહિ હોય." હૅર્ટાએ તેને બેસાડી. અને સામાનની વ્યવસ્થા માટે તે બહાર પ્લેટફોર્મ ઉપર આવી.

પણ સામાનના કરતાં પણ તેની નજર તેના પ્રિયતમને શોધતી હતી. તે દેખાયો નહિ. ફ્રાન્ઝ જર્મન હતો. હૅર્ટા યહુદી હતી. ફ્રાન્ઝ તેને મૂકવા આવે, તેની સાથે સંબંધ છે એમ જાહેર રીતે બતાવે એટલે તે જાણે શિક્ષાને જ આમંત્રણ આપતો હતો. પણ તેણે આશા છોડી ન હતી. એવામાં એક પોર્ટરે તેને ચિઠ્ઠી આપી, અને હળવા અવાજે કહ્યું, 'હેર ફ્રાન્ઝ તરફથી' તેણે તે પત્ર બ્લાઉઝમાં સંતાડયો. તેની નજર બાવરી-બાવરી થઇ. શંકા ન આવે તે માટે તે ફરીથી ડબા તરફ ફરી. ડબાના બારણા પાસેજ એક અધિકારી તેને મળ્યો. તેની મુદ્રા નિર્વિકાર હતી. અવાજ કડક હતો.

"ફ્રાઉલાઇન."

"શું ?"

"તમારા સામાનની ઝડતી પૂરેપૂરી થવાની છે. સામાન તમને પરમદિવસે નેપલ્સમાં સ્ટીમર ઉપર મળશે."

"પણ મારી પાસે પહેરેલાં કપડાં સિવાય બીજું કંઇ નથી. માની બધી દવાઓ પણ તે સામાનમાંજ છે."

"એનો ઇલાજ નથી. સામાન પરમદિવસે નેપલ્સમાં મળશે."

તે જોતોજ રહ્યો હતો. તેની નજર સામે નજર ભીડવાની તેની હિંમત ચાલતી નહોતી. "અને, ફ્રાઉલાઇન," તે આગળ બોલ્યો, "આજ રાત્રે જર્મન સરહદ ઓળંગતી વખતે તમારી પોતાની ઝડતી લેવામાં આવશે. પૈસા, સોનું, ઘરેણાં, કંઇપણ તમે જર્મનીની બહાર લઇ જઇ શકશો નહિ. કંઇ હોય તો અગાઉથી કહો."

જવાબની અપેક્ષાએ તે થોભ્યો. તે કંઇ બોલી નહિ. તે ફર્યો એટલામાં સાદો પોશાક પહેરેલો એક ઇસમ તેની પાસે

આવ્યો, તેણે નાઝી સલામી આપી અને કહ્યુ. "પાંચ મિનિટ પહેલાં ફ્રાઉલાઇનને એક પત્ર મળ્યો છે તે અમારે જોઇએ છે."

હૅર્ટાનો હાથ અચાનક હૃદય તરફ ગયો. તેના મોંમાંથી શબ્દ નીકળતો નહોતો. નજર દિશાહીન થઇ. પેલા અધિકારીએ ફરીથી કહ્યું "તમને તકલીફ આપવાની ઇચ્છા નથી. પણ તે પત્ર તમે આપી દો તો સારૂં!" તે કંઇ બોલી નહિ. તે આગળ બોલ્યો," મૂગે મોઢે તે અમારા હવાલામાં નહિ સોંપો તો તમારે રોકાઇ જવું પડશે. તમારી ઘરડી મા એકલીજ શાંઘાઇ સુધી જશે —ત્યાં સુધી તે જીવશે તો!" તેણે મૂગે મોઢે તે પત્ર તેને કાઢી આપ્યો. આપતી વખતે એટલુંજ બોલી, "મને તે એકવાર વાચવા તો દો." તેણે જવાબ ન આપતાં તે ઝુંટવી લીધો. બન્ને ફર્યાં અને જતા રહ્યા.

ગાડીને પાંચ મિનિટ રહી. બે ત્રણ હિંદી વિદ્યાર્થી ઉતાવળા આવીને ગાડીમાં બેઠા. તેમનો ઘણોખરો સામાન ચડી ગયો કંઇક ઇર્ષાથી હૅર્ટા તે સામાન તરફ જોતી હતી. હાથ-ગાડીમાંનો સામાન પૂરો થતાંજ હૅર્ટા એકદમ ચોંકી. ગાડીની પેલી તરફ વર્તમાનપત્રો-પુસ્તકોની એક નાનકડી હાથગાડી ઊભી હતી. ત્યાં કાર્લ ફ્રાન્ઝ ઊભો હતો. તે પુસ્તકો ઉથલાવવાનું કાર્ય કરતો હતો. પણ તેની નજર તો હૅર્ટાને શોધતી હતી.

તેને જોતાંજ હૅર્ટા ઉતાવળી ઉતાવળી તેની તરફ ગઈ. પણ તેણે મોઢું ફેરવ્યું. તે અટકી. ઓળખાણ આપવું જોખમ-કારક છે એમ તેને લાગ્યું હોવું જોઇએ. તેણે થોડો વિચાર કર્યો. પછી નિશ્ચય કરીને તે આગળ ગઇ. તેણે તેને હાંક મારી "કાર્લ!" તેણે આશ્ચર્યથી તેના તરફ જોયું. મહામહેનતે આગળ બોલતાં તેણે કહ્યું, "કાર્લ, હવે કંઇ ઇલાજ નથી. તારો પત્ર જેસ્ટાપોના—ગુપ્ત પોલીસોના હાથમાં ગયો છે!"

કાર્લનો ચહેરો ધોળો પૂણી જેવો થયો. શબ્દજ નીકળે નહિ. બન્ને એકમેક તરફ જોતાં ઊભાં રહ્યાં. આખરી મુલાકાતની તે અમૂલ્ય ક્ષણો પણ આ ગાંડપણમાં તણાઇ ગઇ. ગાડી ઊપડી. વિદાય લીધા વિનાજ હૅર્ટાને ગાડીમાં ચડી જવું પડ્યું.

## ૨૨

સ્વપ્નમાં બધું દેખાય છે. પણ પોતાનું મોઢું દેખાતું નથી. સ્મૃતિયોનું પણ એવુંજ હોય છે. હૅર્ટાને બધું યાદ આવે. પણ કાર્લનું મોઢું નજર સામે આવતું ન હોતું. તેની કાળી ભમ્મર આંખો વચ્ચેજ યાદ આવતી. નાના કપાવેલા ખડબચડા વાળ દેખાતા. લશ્કરી પોશાકની એંટ વચ્ચેજ દૃષ્ટિ સન્મુખ આવતી. પણ તેનું મોઢું; તે કેમે કરીને સામે આવે નહિ!

ગાડી દોડતી હતી. હૅર્ટા ત્યાંજ ઊભી હતી. તે પત્રમાં શું હશે. ગાંડપણમાં તેણે ગમે તેવું લખ્યું હશે કે? યહુદીઓની સાથે જર્મનોએ સંબંધ રાખવો નહિ એવું જાહેરનામું નીકળ્યું ત્યારથી ફ્રાન્ઝ તેને ટાળતો હતો. તેનું ખેંચાણ ઓછું થયું નહોતું. તે હુકમને લીધે દોઢજ વર્ષના તેમના મધુર પ્રેમ ઉપર કુહાડી પડી! તે પત્રને લીધે કાર્લને શિક્ષા થશે કે? ધારો, તેણે લખ્યું હશે. 'ગમે તે થાય પણ તને છોડીશ નહિ. જર્મની છોડીશ પણ તારી સાથેજ લગ્ન કરીશ!' તો? તો શું? જેલ? અથવા—તેના શરીર ઉપરનાં રૂંવા ખડાં થયાં. બીજાઓની વાતો તેણે સાંભળી હતી. જેસ્ટાપોના અધિકારી તેનું ખૂન પણ કરાવશે કે?

કલ્પના એટલી સ્વભાવિક, એટલી સાચી હતી કે તે ગભરાઇ. તે મોઢા આગળ હાથને લઇ ગઇ,–બહાર નીકળી પડનારી ચીસને મોંમાંજ દાબી દેવા માટે. હાથ ઠંડો હતો. પણ તેના

કરતાં પણ વિશેષ ઠંડી તેની આંગળીમાંની વીંટી તેના હોઠને અડી ત્યારે લાગી. તેણે જોયું. તેમના લગ્નના શપથની તે વીંટી. તેના ઉપર કાર્લ ફ્રાન્ઝના નામની મુદ્રા હતી. મળેલી ત્યારે સોનાની નહિ, પ્લેટિનમની હતી. પણ જર્મન સરકારે તે પ્લેટિનમ ઝુંટવી લીધું. કોઇક ટિનની વીંટી તેના બદલામાં આપી. આપનારા અધિકારીએ કુચેષ્ટામાં તેને કહ્યું, "ફ્રાઉલાઇન, જર્મનીમાંની બધી ધાતુઓની આજે શસ્ત્રો માટે જરૂર છે. આ ટિન હીન હોય તોપણ ધાતુ છે. પણ જર્મન સરકાર તમારે ખાતર આ સ્વાર્થ-ત્યાગ કરે છે!"

કાર્લના સહવાસમાંજ તેની પહેલી પ્રીતિનો જન્મ થયો. કેટલી ગુપ્ત, કેટલી નાજૂક હતી તે પ્રીતિ! હૅર્ટાની પોતાની પણ નજર તેને લાગતી. સાલ્ઝબર્ગના વનમાં રવિવારની સહેલ કરવા તે ગયાં હતાં. અંધારૂં પડવા લાગ્યું, શિયાળાના દિવસો. હવામાં મિશ્ર સુવાસોનો ઉન્માદ ભર્યો હતો. માર્ગ ભુલીને બન્ને રખડયાં, થાકયાં, કેમે કરીને રસ્તો મળે નહિ. છેવટે એક ઝરાને કાંઠે બંનેએ નાસ્તો કાઢયો. કેળાની છાલ છોલીને હૅર્ટાએ નીચે નાખી. તે બોલ્યો, "ફ્રાઉલાઇન, જર્મની મારો પ્રિય દેશ છે. તેની ભૂમિ તું આવી વિરૂપ કરે એ મને ગમતું નથી!" હૅર્ટાએ એટલુંજ કહ્યું કે "મારા પિતાજી ગયા મહાયુધ્ધમાં જર્મની માટે લડતાંજ મરાયા છે!" કાર્લે તેનો હાથ ઝાલ્યો અને કહ્યું, "માફ કરો, તમે યહુદી છો એ જાણતો હતો, પણ જર્મનજ છો એ હમણાં જાણ્યું."

નાસ્તો કર્યા પછી બંને પાછાં ઉપડ્યાં. નવા જર્મનીના યશનાં—રાઇશવેરના ગૌરવનાં ગીતો ગાતાં ગાતાં ફરીથી તેમણે વનો ખૂંદ્યાં. હાથમાં હાથ હતા. પગલાં સાથે પડતાં હતાં. રાત્રી પડી. રસ્તો મળે નહિ. ઘાસમાં કંઇક સળવળાટનો અવાજ

આવ્યો. તે ગભરાઇને ફ્રાન્ઝને બાઝી પડી.

તેણે તેને પાસે લીધી અને ચુંબન કર્યું. જોતજોતામાં તેની આંખો પાણીથી ભરાઇ ગઇ. તેના કાતર મનને તેના આશ્લેષનું રક્ષણ અભેદ્ય કવચના જેવું લાગ્યું. તેના હોઠના સ્પર્શથી તેના મનમાંની બધી બીક શોષાઇ ગઇ, તે ક્ષણે તેણે પોતાનું અર્પણ ફ્રાન્ઝની અંજલિમાં કરી નાખીને, મુક્તિનો અનુભવ કર્યો!

સ્ત્રીની પ્રીતિ એકજ વાર જન્મે છે, એકજ વાર મરે છે. તેની નિષ્ઠા એકાંતિક અચળ હોય છે. એવીજ તેની શ્રદ્ધા હતી. આ પાશ નિર્માણ થયો ત્યારે તેને આકાશ બે આંગળ રહ્યું. આખી વિસ્તીર્ણ દુનિયા આંગણામાં સમાઇ ગયા જેવી લાગી પણ અડધી ઘડી પૂર્વે ગાડીની સિસોટી વાગી, તેના કર્કશપણાને લીધે બધા પાશ ઉપર કરવત ફરી. ધોરી નસ તૂટે એટલે શરૂ થયેલો રક્તસ્રાવ જીવ લઇનેજ અટકે છે. હૅર્ટાની સંવેદના બધિર થઇ.

## ૨૩

અંધારૂં પડવા લાગ્યું, જમવાનો વખત થવા આવ્યો. પરિચારક બધા ડબાઓમાં જમવાનું તૈયાર છે એમ કહેતો ફરી વળ્યો. છેલ્લા ડબા આગળ તે આવ્યો. ત્યાંના સંડાસની પાસે બીજો પરિચારક ઊભો હતો. તેણે ડોક હલાવીને કહ્યું, "આગળ શું કરવા જાય છે? બધા ભૂખડીબારશ યહુદીઓ છે. ભૂખે મરશે પણ દમડી ખરચશે નહિ!"

કાયટેલ નવેરાના માર્ગમાં ઉભો હતો. તેણે તે સાંભળ્યું અને તે પાછો પોતાની જગા તરફ ફર્યો. ઊમર લગભગ પચાસ. તાલ પડેલી. અસલ જર્મન બીરથી પોષીને સ્થુલ બના-

વેલું શરીર. યહુદીઓનો વિનાશ જર્મનીમાં શરૂ થયો ત્યાં સુધીના તેના ઘણાખરા દિવસો સુખમાં ગયેલા. હવે નોકરી પણ છૂટી હતી. ભેગી કરેલી પુંજી સરકારમાં જપ્ત થઇ હતી. અડધી ઉમર વિતાડ્યા પછી નવી દુનિયામાં નવો જન્મ લેવાનો વારો તેને આવ્યો હતો.

પણ તેનો સ્વભાવ શાંત હતો. પરિસ્થિતિ આગળ નમતું આપવું અને જીવ્યા કરવું એટલું તેને સિધ્ધ થયું હતું. ભવિષ્યની જીંદગી વિશેના તેના વિચાર પહેલાંથીજ શરૂ થયા હતા.

તે ડબ્બા તરફ ગયો. તેણે બારણું ખસેડયું, તેના ડબ્બામાં બેજ જણ હતાં. હરમાન અને તેની સ્ત્રી. ફ્રાઉ હરમાન પતિના બાહુપાશમાં પડી હતી. પતિ તેને બ્રેડના કોળિયા ખવડાવતો હતો.

કાયટેલને આવેલો જોઇને પણ તે દૂર ખસી નહિ. છેલ્લાં બે વરસથી યહુદીઓને જીવનમાં જરાએ ખાનગીપણું ન રાખવાની ટેવ પડી હતી. કયાંએ જાઓ, પહેરો, શંકાશીલ નજરો, જાસુસોની તપાસો હોય જ. પતિપત્નીની મુલાકાતો પણ મુશ્કલીએ જ થતી. કેવીરીતે થાય? ઘર ગયેલાં. હોટેલો, ઉપહારગૃહો, થિએ-ટરો બંધ થયેલાં. ખુલ્લા હતા ફકત રસ્તા અને બગીચા. તેમાં એ જાતજાતની મનાઇઓ હતીજ.

કાયટેલ જેવો ગયો તેવોજ પાછો ફર્યો. બીજાજ ડબ્બામાં હૅર્ટાની મા એકલીજ બેઠી હતી. માથા ઉપર છૂટાછવાયા સફેદ વાળ. તે પોતે, તેની બળીને હોલવાઈ જવા આવેલી ભાવનાઓ અને વિકારોની રાખજ હતી. આંખમાં ચીપડા બાઝેલા. અશ્રુ ગાળવા જેટલી તાજગી પણ તેમાં નહોતી. ઉતાવળમાં કાપેલા ચામડાના ટૂકડા જેવા હોઠ આગળ ધસીને લટકતા હતા.

કાયટેલ આવતાંની સાથે તેને લાગ્યું, હૅર્ટા આવી, તેણે ડોક ફેરવી અને કાયટેલ દેખાતાંજ નિરાશાથી ડોક પાછી ફેરવી લીધી. તેને બર્લિન છોડવાનું સુખઃદુખ નહિ હોય, પોતાની કબર કઇ ભૂમિમાં થાય એ નક્કી કરવા માટે માણસ થોડોજ કંઇ પુરૂષાર્થ કરે છે ?

કાયટેલ નીચે બેઠો. તેણે ડોશી તરફ જોયું. તે થરથર ધ્રૂજતી હતી. હવામાં ઠંડી આવી હતી. તેણે ઊઠીને બારણાં બંધ કર્યાં, બારીઓના કાચ પાડ્યા અને માથા ઉપરજ ડબામાં ગરમી છોડનારી પિત્તળની ચાવી હતી તે ફેરવવા માટે હાથ ઉપર કર્યો.

તેણે ચમકીને તેના તરફ જોયું, અને કહ્યું, "ના, ના. કદાચ આપણને તેની પરવાનગી નહિ હોય! ગરમી જર્મનો માટેજ હોવાની !"

તે ફરીથી નીચે બેઠો, તેણે ડોશીને ખાવાનું પૂછ્યું. તેણે હા પાડી. ત્યારે પોતાના ડબામાંથી તે નાસ્તાનો સામાન લઇ આવ્યો. કેટલાંક ફળ, ભાખરીના ટૂકડા, થોડાંક ઇંડાં અને સેન્ડવિચીઝ તે આપતો હતો અને ડોશી ખાતી હતી. બંનેએ હદબહાર ખાધું.

કોઇકોઇવાર નહિ નહિ એવી વાતો ઊઠતી. તેમાં કંઇ તથ્ય હોયજ એવું નથી. યહુદીઓને માટે સાર્વજનિક સ્થાનો બંધ થયાં જ હતાં. તેમાં આંગલે અઠવાડિયે વાત ઊડી કે, સાર્વજનિક સંડાસ અને મૂતરડીઓનો ઉપયોગ કરવાની યહુદીઓને મનાઇ થઇ છે! આ ખબરને લીધે યહુદી સ્ત્રીઓ ભાગ્યે જ બહાર નીકળતી.

રાતના અગિયાર બારનો સુમાર હશે. માર્થાને અસુખનો અવાજ સંભળાયો. તેણે પોતાની માને ઉઠાડી. ગાડીનો ઘરઘરાટ ચાલુજ હતો. માર્થાની મા હૅર્ટાના ડબા તરફ ગઇ, તેણે માર્થાને

કાયટેલને બોલાવી લાવવા કહ્યું.

થોડા વખત પછી માર્થાની મા પાછી આવી. તેને ચીતરી ચડી હોય એવા રોમાંચ થતા હતા. કાયટેલને જોતાં જ તે બોલી, "આ તરૂણ છોકરીઓનો કંઇ વિશ્વાસ નહિ. હૅર્ટા કયાં ચાળા કરવા ગઇ છે કોને ખબર! ત્યાં પેલી ડોસીની તો બધી વિટંબના થઇ છે!"

રાત્રે અગિયારને સુમારે હૅર્ટાની મા જાગી. તેના પેટમાં દુખવા લાગ્યું. છાતી ઉપર બોથાર હતો. ડબામાં એકલાં ઉઠવાની, બહાર જવાની પણ બીક લાગતી. ઇલાજ ન રહયો ત્યારે તે ઊઠી બારણું ઉઘાડીને નવેરામાં ગઇ. ડબાના છેડે સ્નાનગૃહ અને સંડાસ હતાં. ઝાંખો પ્રકાશ પડયો હતો. તેવામાં સંડાસની જ બાજુમાં ઝોકાં ખાતી પરિચારિકાનો ગણવેશ તેને દેખાયો. તેને બીક લાગી. નાઇલાજ હતી તો પણ તે પાછી ફરી. પેટમાં શૂળ ઊપડવા માંડયું. તે કણસવા લાગી. કણસવું પાસેના ડબામાં માર્થાએ સાંભળ્યું હતું. માર્થાને આ હકીકત સાંભળીને ખૂબજ હસવું આવ્યું. કાયટેલ ચિડાઇને બોલ્યો, "હસે છે શું? સામેના દાંત સોનાના છે. તે સોનું પણ કાઢી લેશે ત્યારે સમજાશે."

માના અસહાય શરીરની તે કંટાળો ઊપજાવે એવી વિટંબના જોઇને હૅર્ટાને મરણ સારૂં એમ થયું. આજે નિર્વાસનનો પહેલો દિવસ. હજી જર્મન સરહદ ઓળંગવાની બાકી છે! બાકી રહેલી જિંદગી અજાણી દુનિયામાં આધાર વિના પસાર કરવાની. તેના કરતાં આજેજ અંત લાવીએ તો! પણ આત્મઘાત એટલો સહેલો હોય છે કે? હોત તો આ પૂર્વે જ તેણે મોક્ષ મેળવ્યો હોત. નિરાશાના રોષનો અતિરેક થવાથી તે એક બે વાર મૃત્યુદ્વારના ઉંબર તરફ દોડી ગઈ હતી. પણ તે દ્વાર

ઊઘડયાં નહિ. સાવ થોડા દિવસ પહેલાંની વાત. તેને બધું યાદ આવવા લાગ્યું.

૨૪

પોતાના ઘરને આગ લાગી. ઉપનગરમાં એક સુંદર આડ-રસ્તે તેનું ઘર હતું. આગ લાગી તે તેના ઘરને નહિ. બધી વસ્તીજ યહુદીઓની હતી. એકદમ ત્રણ ચાર આગો લાગી. પણ તે અનપેક્ષિત નહોતી. પથરા પડતા. બારીઓ ફૂટતી. બારણાંના પાટિયાં તૂટતાં. બહાર નીકળતાં બારણું ઊઘડવાની બીક લાગતી. બહારથી પાછી આવે ત્યારે બારણું ઉઘાડતાં તેની છાતી ધડકતી. થતું, શો બનાવ નજરે પડશે કોને ખબર. આગ લાગી ત્યારે તે ઘરમાં એકલીજ હતી. ગભરાઇને બહાર આવી. તેય પાછલે બારણે. રસ્તાની બાજુએ એક ઝાડતળે અંધારામાં ઉભી રહી. લોકો ભેગા થયા હતા. કેટલાક ભયચકિત થયેલા. કેટલાક ખાલી જોતા હતા ને કેટલાક હસતાખેલતા. ઓલવ-વાનો પ્રયત્ન કોઇએ કર્યો નહિ. Fire Brigrde ને ખબર પહોંચી હશે. પણ કોઇ આવ્યું નહિ. યહુદીઓને મદદ કરવી એટલે શિક્ષાને આમંત્રણ કરવું. જવાળાઓ ભડકતી હતી. ઘર તૂટી પડતું હતું. આંખની સામે તે બળ્યું. રાખ થઈ ગઇ. બહાર ઝાપા ઉપર પાટિયું હતું, "યહુદીનું ઘર." ઝાંપો બાકી રહ્યો. પાટિયા ઉપર પાછળથી કોઇકે ચાકથી લખ્યું, "પહેલાં અહીંયાં હતું."

તેના મનમાં આગ સળગી. પણ તે આગથી પોતેજ બળવાનું. ઘણા દિવસ સુધી તે દૂરથીજ સાંભળતી હતી. આજે હદ થઈ. અનેક પ્રકારની કનડગત, અપમાન. ખાલી વર્ણનો સાંભળતી. આગળ જતાં અનુભવ થવા લાગ્યો. ક્યાંએ જઇએ. લોકો આંખો કાઢીને જોતા, આંગળી ચીંધતા. નોકરીઓ હોય

તો તે છૂટી જતી. બેકારી આવતી. રહેવા માટે ઘર ભાડે મળે નહિ. ખાવું હોય તો હોટેલમાં મનાઇ. મનરંજન માટે ક્યાંક જાય તો બહાર "યહુદીઓને મનાઇ" એવાં પાટિયાં. તેની નોકરી બહુજ મોડી, પણ ગઇજ. માલીક જર્મન હતો. બિચારો બહુ બહુ સજ્જન હતો. વિદાય આપતાં તેણે કહ્યું, "ફ્રાઉલાઇન, જર્મની છોડવાનો વારો આવશે, તે દિવસે મારી પાસે આવજે. પૈસા આપ્યા હોત, પણ તું બહાર લઇ જઇ શકીશ નહિ. કરેલા કામનું ઉત્તમ સર્ટીફિકેટ માત્ર આપીશ. જર્મનીમાં કોઇને બતાવતી નહિ. બતાવીશ તો મારે ફળ ભોગવવું પડશે ."

નોકરી ગઇ. ગમે તેમ દિવસ પસાર થતા હતા. તે એકલી. પણ ફ્રાન્ઝનો આધાર છે એમ લાગતું. ખાલી મેળાપ વાતચીતથીજ હિંમત આવતી. તે કહેતો," હેર્ટા, બીતી નહિ. આ ક્ષણીક ગાંડપણનું મોજું છે. ઓસરશે. ફરીથી બધું શાંત પડશે."

આગ લાગી તેજ દિવસે યહુદીઓને જર્મનો સાથે લગ્ન કરવાની મનાઇ કરતો કાયદો પ્રસિધ્ધ થયો. તેની આશાના ચૂરા થયા. ફ્રાન્ઝનો આધાર છેવટનો—તે પણ તૂટયો. મન મૂકીને રડવાનું મન થયું. ઘર હતું ત્યારે છાનાં છાનાં રડવાની જગા હતી. તે પણ બળી ગયું. રડવાની પણ ચોરી થઇ.

તે હતબલ થઇ હતી. પણ ઊઠી ! કયાં જવું ? સમજાય નહિ. રસ્તા શાંત થયા હતા. લડાઇની તૈયારીને લીધે રસ્તા ઉપરના દીવા ભૂરા હતા. તેમની હારો ટમકતી હતી. તે ઉઠી અને ચાલવા લાગી. કેટલો વખત ચાલી કોને ખબર. થાક લાગ્યો હતો. મન વિહવળ થયું હતું. વિચારોમાં ગ્લાનિ આવી. બધું શાંત. કેટલી ભયાનક શાંતિ ! શિયાળાના દિવસો. ઝાડની છાયા ફુટપાથ ઉપર પડતી હતી. પથ્થર ઉપરની ધૂળ ભીની

હવાને લીધે બેસી ગઇ હતી. પ્રકાશમાંની ધૂળ અને પથ્થરોની શુભ્રતા ખીલી ઊઠતાં હતાં. ચાલતાં ચાલતાં તેને થયું, જાણે ગાલીચો પાથર્યો છે!

એજ એના ગાંડપણની શરૂઆત. તેને ભાન આવ્યું. તેણે મનમાં કહ્યું, "કેવું ગાંડપણ? રસ્તો સુંદર દેખાય છે. પણ આ ગાલીચો નથી." ખરૂં શું અને ખોટું કયું એમના ઇન્દ્રિયને ભાસનારા દ્વંદ્વનો તેજ વખતે આરંભ થયો. કોઇવાર મોટર આવતી તેના દીવાઓના પ્રતિબિંબની રેખાઓ ઍસ્ફાલ્ટના રસ્તા ઉપર પડતી. તે છરીના જેવી લાગતી. વચમાં જ તેને થતું, કે તે છરીઓ તેના ઉપર ધસી આવે છે! પણ નજીકથી ગાડી જાય એટલે એને રમકડા જેવી લાગતી.

ઝાડ ભૂતના જેવાં ઉભાં દેખાતાં, ઘરોની બારીઓ પ્રકાશિત પણ જેમ જેમ દીવા ઓલવાતા તેમ તેમ તેને થતું, હું આવી તેથીજ આ અંધારૂં. એક બાજુ મન કહેતું, ગાંડી તો નથી? એ દેખાય છે તેવું નથી. બીજું તરતજ જાગી ઊઠતું: દેખાય છે તેવુંજ છે.

પેટમાં અન્નનો દાણો ન હોતો. આંખોમાં જીવ ભેગો થયેલો. જર્મનો સાથે સંબંધ નહિ? તો કાર્લ જર્મન છે! પણ તે હવે મારે માટે રહયો નહિ શું? તેના બાહુપાશનું રક્ષણ અભેદ્ય લાગતું, તેને પણ તડો પડી. તેને ધમકીના પત્રો મળતા, મારે લીધે તેના અવને જોખમ.

તે વિચારોએ તેની પૂંઠ પકડી. મને સૌથી ખરૂં લાગનારૂં, આધાર દેનારૂં પ્રેમનું સામર્થ્ય, તે પણ ગયું. તો ખરૂં એવું શું રહ્યું છે? ઘર ચિત્રના જેવાં લાગવા લાગ્યાં. રસ્તા ખાલી કાળા ભૂરા રંગના પટ્ટા જેવા લાગવા લાગ્યા. ભુરા પ્રકાશમાં બગી-

ચાઓની મેંદી દેખાતી, તેના ઉપરનું ઝાકળ ચળકતું, એમ લાગતું, તે હમણાં ઊડી જશે. પોતાના જ બૂટનો અવાજ સાંભળી વચમાંજ તે પાછું ફરીને જોતી. કયારેક કોઇ દેખાતું કયારેક કોઇ નહિ ! પણ કોઇ પણ માણસ બોલ્યું નહિ. તેના અસ્તિત્વની નોંધ લીધી નહિ. એકાએક તેના મનમાં વિચાર આવ્યો, મારૂં અસ્તિત્વ ગળી તો નથી ગયું ને ? હું અદૃશ્ય થઇને તો નથી ફરતી ને ?

છટ્, આજ બર્લિન. મારા તરફ કોઇ જોતું નથી એમ બને કેમ ? ખરાબ ચાલની છોકરીઓ મળતી. તેમને કોઇ પુરૂષ અટકાવતો. તેને થતું, કંઇ નહિ તો આવો માણસ પણ મને પૂછે કે, આવે છે કે ? મને લાગશે કે હું જીવતી છું. હા કહીશ અને મારો અવાજ તો સંભળાશે. પણ કોઇએ જોયું નહિ. બાગ આવ્યો. સુંદર ફૂલોના ચાસ હતા. અર્ધાંજ પ્રકાશમાં ચમકતા. તે જોતી ઊભી રહી. હમેશાંની ટેવ. બાંકડા ઉપર બેસીને આરામ લેવાની જયૂ લોકોને મનાઇ છે ! એકદમ વિચાર આવ્યો. બાંકડા ઉપર બેસું. જીવતી હોઇશ, આ બધું ખરૂં હશે તો કોઇક તો ટોકશેજ. જયૂ કહીને ઉઠાડી મૂકશે. કોઇએ જોયું નહિ. ઉઠાડી નહિ.

ઠંડો પવન વીંધતો હતો. તોયે મન ગાંડપણને ઓઢતું હતું. મને થયું, બધે મને મનાઇ. ખાવાનું નહિ, જોવાનું નહિ. જીવવાનું પણ નહિ કે ? તો પછી આ પવન નિખાલસતાથી શરીર ઉપર કેવી રીતે આવે છે ? હું જયૂ છું એની એને ખબર નથી કે શું ?

તે ફરીથી ચાલવા લાગી. હવે તેની ખાત્રીજ થઇ. મોટરો નજીક થઇને જતી તેમની બીક તેને લાગતી નહોતી. જનાર માણસ પુરૂષ છે કે સ્રી તે તેના ધ્યાનમાં આવતું નહોતું.

ખાતરી થઇ કે આ બધું પોતાના જીવનમાંનું નથી. પોતાની દુનિયા જુદીજ છે. આ બર્લિનમાં મારા તરફ કોઇ જોતું નથી એ ખરૂં પણ કેવી રીતે જોઇ શકે ? આ રસ્તા ઉપર હું ફરી હતી ! ગયા મહાયુદ્ધમાં અમારો પરાજય થયો. ખરા રસ્તામાં અમે બધા જર્મનો એકમેકને ભેટી પડીને રડયા. બાપુ લડાઇમાં ગયા. માની આંગળી ઝાલીને હું ચાલતી. ઓળખીતાં માણસો આંગળી ચીંધતાં. મા અભિમાનથી ચાલતી. મારી બહેનપણી ઓને હું કહેતી કે મારા બાપુજી લડે છે જર્મની માટે. બાપુજી મરાયા. અમે બસમાં બેસીને જતાં હતાં. માની દુકાનમાંની જર્મન બહેનપણી હતી. જુવાન હતી. માને તેણે જોઇ અને ભેટી પડી. બંને ગાલે બચી કરી મેં માને કહ્યું. "મુટી, મુટી હું હવે અનાથ થઇ !" તે ખરૂં કે આ ખરૂં ! તેજ આંગળીઓ, તેજ નજરો–બિચારી–સિત્તેર વર્ષની બુઢ્ઢી મારી મા. ભરેલા રસ્તામાં ફુટપાથ ઉપરનો બરફ ઘુંટણ ટેકવીને સાફ કરે છે. ના, ના આ ખોટું. ખરો શિયાળો. બરફનો તો કેર. ખરૂં હોત તો મરી જાત નહિ કે ? કંઇ નહિ તો સંધિવા ન થયો હોત કે ? ના, ના. બારીના કાચ ઉપર પથરાના અવાજ થાય છે. તાર તૂટી જઇને ઘરમાંના દીવા હોલવાય છે. બિછાના ઉપર ભાંગેલી બારીઓ માંથી દુર્ગંધ આવે છે, બધું બધું ખોટું. પેલી જૂની દુનિયા જ ખરી. અમે જ્યૂ નથી, અમે જર્મન છીએ.

પણ જૂની દુનિયા ? એટલે ઘણાં વર્ષ થયાં. તો પછી હું જીવતી નથી શું ? તો પછી આ અંદર વળેલી દૃષ્ટિને પ્રકાશ કેમ કરડે છે ? કોઇકવાર ભીંતનો ધક્કો લાગીને વેદના થાય છે તે ખરી હોય છે કે ખોટી ? એ બધું ખોટું. જે થોડું ખરૂં હશે તેનો પણ ભાસ જ છે. ઘર ગયું, કાર્લ ગયો, જર્મન નાગરિકત્વ હતું તે પણ ગયું.

તે દ્વંદ્વોનો થાક તેને ચડયો, તેને લાગ્યું, આ દીવાની આસપાસના પતંગિયા જેવડું શરીર, પણ તેના ભોગો કેટલા બધા અપાર છે! તેના કરતાં આ ખોટી દુનિયાને જ આંખ સામેથી ખસેડી મુકી હોય તો? હા, તે આત્મહત્યા પણ નથી. ખૂન, આત્મહત્યા એ કેટલાં મોટાં મોટાં નામો છે: માણસને મારીએ તો ખૂન થાય છે. મચ્છરને છૂંદી નાખીએ તો તેની પરવા પણ આપણે કરીએ છીએ કે?

સામેજ ટ્યૂબનું સ્ટેશન હતું. આત્મઘાત માટે ટ્યૂબનો અંધકાર સારો તેથી તે સ્ટેશનમાં પેઠી. કેમ ભૂલી કોણ જાણે. પરોઢિયું થવા આવ્યું હતું. તે સ્નાનગૃહમાં પેઠી. સામે મોટો અરીસો હતો. તે અરીસામાં તેણે પોતાને જોઇ. તેને વિશ્વાસજ બેસે નહિ. આટલું ચાર–સાડાચાર ફુટનું શરીર, બધું પોતાનું! કેટલી મોટી સંપત્તિ છે એ એમ તેને થયું! તેને પોતાના અસ્તિત્વનું ભાન થયું. હાથ, પગ, ધડ, મસ્તક બધું મોટું થઇને એની આંખોમાં ભરાઇ જવા મથવા લાગ્યું. એનો નાશ શા માટે? કેટલું અઘરૂં છે તે? કેટલું મૂર્ખાઇ ભરેલું?

ઘણા વખત સુધી તે પોતાના તરફ જોતી. હતી. છેવટે નળની પાસે ગઇ. માથું પાણીથી ભીંજવ્યું. ભાન ઉપર આવી. કેવળ રસ્તો ભૂલવાથી જ તે તે દિવસે બચી હતી.

## ૨૫

નાસ્તો કરીને હું ઉપર આવ્યો. રસ્તામાંજ મજાન મળ્યો. તે હૅર્ટાને કંઇક સંદેશો કહેતો હતો. તેણે પહેલાં તો સાંભળ્યું ન સાંભળ્યું કર્યું. છેવટે બોલી, “તમારો આભાર માનું છું. પણ મારે ત્યાં જવું નથી. મારા મનને ભીખ માગવાની ટેવ નથી.”

ફ્રાયટેલ હસતો હતો. મેં હસવાનું કારણ પૂછ્યું. તેણે

જવાબ આપ્યો, "અમને યહુદીઓને બધું સિખ્ખ હોય છે. સિખ્ખ હોતું નથી ફક્ત ધર્માદા કરવાનું !"

પોર્ટ સૈદમાં યહુદી નિર્વાસિતોને મદદ કરનારી એક જ્યૂ કમિટિ હતી. આગલી રાત્રે તેણે મદદ તરીકે કેટલાંક કપડાંનાં પોટલાં અને પૈસા મોકલ્યા હતા. સહાનુભૂતિનો સંદેશો પણ મોકલ્યો હતો. ડેક ઉપર યહુદીઓ ભેગા મળ્યા હતા. એકજણે સંદેશો વાંચી સંભળાવ્યો. કપડાંનાં પોટલાં છોડયાં. તેમાં ઘણાં ખરાં જૂનાંજ કપડાં હતાં. મદદની રકમ જે જાહેર થઇ તે લગભગ પચીસ રૂપિયા ! એટલે લગભગ રૂપિયો બાર આના એકએકને ભાગે આવ્યા હોત !

વહેંચવાની શરૂઆત થઇ. સ્ત્રીઓ મોખરે હતી. જોઇને, માપીને તે કપડાં ઉપાડતી. વચ્ચેજ લડવાડ શરૂ થતી. ફરીથી સમજૂતી થતી. તેમનામાંથી દરેકજણ વરસ બે વરસ પૂર્વે કમાતી હતી. એટલામાંજ ભીખની વૃત્તિ તેમનામાં ઊતરી ગઇ હતી ! તે દાન સમારંભમાં ફક્ત બે જણ ન હોતાં. હૅર્ટા અને તેની મા.

સ્ટીમર સુએઝની નહેરમાં થઇને પસાર થતી હતી. વાતાવરણમાં ફેરફાર થયો. બંને તરફ રેતી. દૂર કવચિત ખજૂરીઓનું વન દેખાતું. જમણી તરફ સુએઝ રેલ્વે. તેમાં નાનાંનાનાં સ્ટેશનો આવતાં. તેમની આસપાસ ઉછેરેલાં થોડાં ઝાડ દેખાતાં. દૃષ્ટિને લીલોતરીની ઠંડક એટલીજ મળતી. બાકી બધું વેરાન.

તડકો વધવા લાગ્યો. ગરમ પવનની લહરીઓ શરૂ થઇ. તાજાજ બધા યુરોપથી આવેલા. બેચેની શરૂ થઇ. બપોરે બે ત્રણને સુમારે તો યહુદીઓએ આશા છોડી દીધી. બધા નિષ્ચેષ્ટ પડેલા હતા.

સાંજે અમે બેચાર હિંદીઓ ઊભા હતા. યહુદીઓને મદદ

કરવા વિશે વાત શરૂ થઇ. સહાયે મશ્કરીમાં કહ્યું, "મિ. ચક્રધર અને મદનાનીનું લવાજમ માફ કરવું એવું હું સૂચવું છું."

માયકલે ભોળા હોવાનો ઢોંગ કરીને પૂછ્યું, "એમ કેમ? લવાજમ આપવાનું હોય તો બધાએ જ આપવું જોઇએ."

ચટર્જી ઊભા હતા. તેમણે કપટથી જવાબ આપ્યો, "તેમને માફ કરીએ. યહુદીઓનો ઉદ્ધાર દરેક જણ પોત પોતાની રીતે કરેજ છે!"

સહાયે કહ્યું, "મશ્કરી રહેવા દો. હું યાદી કરૂં છું. તમે રકમો લખાવો. મંડલ, તારૂં નામ પહેલું. કેટલી રકમ લખું?"

યોગેશ્વર મંડલ કઠેડાને ટેકવીને બહાર જોતો હતો. તેણે તોછડાઇથી જવાબ આપ્યો, "આ કુલાંગાર યહુદીઓને મદદ કરવાની મારી ઇચ્છા નથી."

બધાજ સ્તબ્ધ થયા. સહાયે ફાઉન્ટન પેન કાઢી હતી. તેનો છેડો અડકાડતાં તેણે ઉપહાસથી કહ્યું, "તું એજ વર્ષ જર્મનીમાં હતો. એટલામાં કટ્ટો નાઝી થયો કે શું?"

મંડલે ઉત્તેજિત થઇને જવાબ આપ્યો, "દેશદ્રોહીઓનો દ્વેશ કરવા માટે નાઝીજ થવાની જરૂર નથી!"

માયકલે ડોક હલાવી, મંડલ તરફથી કંઇ મળવાની આશા નથી એવો આવિર્ભાવ કર્યો. ચટર્જી હસીને બોલ્યા, હિટલરનું 'માઇન કામ્ફ' તેણે મોંઢે કરી રાખ્યું છે એમ દેખાય છે!"

"જ્યુ લોકોએ જર્મનીને ફક્ત ડુબાડયું એવું "હિટલર જ કહે છે એવું નથી. આખું જર્મની તેજ કહે છે!"

મેં આગળ જઇને કહ્યું, "જર્મનીને ડુબાડયું કહો છો? એવું તે જ્યુ લોકોએ શું કર્યું છે?"

મંડલે આવેશથી કહ્યું, "જ્યુ લોકોએ શું કર્યું નથી તેજ પૂછો. ગયા મહાયુધ્ધમાં આ ઘરદ્રોહીઓએ જર્મનીનું ગળું પૂરેપૂરૂં કાપ્યું.

યહુદીઓએ જર્મન રાષ્ટ્રનાં યુદ્ધરહસ્યો શત્રુઓને વેચ્યાં. આખી દુનિયામાં યુધ્ધનું કરજ ઉભું કરીને લડાઇ ચાલુ રાખનારા દોસ્ત રાષ્ટ્રોની તિજોરી યહુદીઓની મૂડીથીજ ભરાઇ! જ્યૂ લોકોનાં શસ્ત્રાસ્ત્રોનાં કારખાનાંઓનાં બૉમ્બ તૈયાર થતા હતા તેમાંથી માટી નીકળતી. તેમણે પૂરા પાડેલા સૈનિકોના પોશાકમાં, બૂટમાં ઝાડની છાલ ભરેલી નીકળતી. યુધ્ધકાળમાં જર્મનીએ પૂરૂં પાડેલું અનાજ પણ કસવિનાનું, સત્વવિનાનું હતું. તમાકુમાં લાકડાનું ભૂસું નીકળતું. નફાબાજીના લોભને લીધે યહુદીઓએ જર્મનરાષ્ટ્ર જમીનદોસ્ત થતું હતું તેની પરવા કરી નહિ."

શિંદે આગળ આવીને શાંતિથી બોલ્યા, "એ કંઇ યહુદી જાતિનો દોષ નથી. નફાબાજી ઉપર ઊભેલી સમાજ વ્યવસ્થાનો દોષ છે. તમે કહોછો કે બધું જર્મનીમાંજ બન્યું એવું તમને લાગે છે કે ? ઇંગ્લાંડમાં પણ તેવુંજ બન્યું. લડાઇના સમયમાં અમેરીકન કંપનીઓને સરંજામોનો કૉન્ટ્રાકટ આપવામાં આવતો તેમાંથી ઘણી ખરીમાં જર્મનીની મૂડી છે એવી ખાલી બૂમો ઉડાવીને પોતાને જોઇએ તે કૉન્ટ્રાકટસ મેળવનારા કારખાનદારો ઇંગ્લાંડમાં પણ છે. તમે કહો છો તેવી ખોરાકી ઇંગ્લાંડમાં પણ વેચાય છે. તેવાજ જોડા અને પોશાક ઘણીવાર ઇંગ્લાંડમાં પણ પૂરા પાડવામાં આવ્યા છે.

માયકેલને સ્ફુર્તિ ચડી અને તે બોલ્યો. "ઇંગ્લાંડ, ફ્રાન્સ અને જર્મની અથવા ગયું મહાયુધ્ધ એ બધાંની વાતો શું કામ કરો છો ? ખુદ હિંદુસ્તાનમાં શું બન્યું ? અસહકારની ચળવળ વખતે લોકોની ભાવનાઓનો વહેપારીઓએ ફાયદો ઉઠાવ્યો છે કે નહિ ! મિલનું કાપડ ખાદી તરીકે વેચવું, જાપાની માલનો સ્વદેશી તરીકે ઉઠાવ કરવો, એવા ધંધા થયાજ ને ? પછી શું, આ બધાનો તમે વિનાશ કરવાના છો !"

મંડલ સ્તબ્ધ થયો. તેની આંખો લાલ થઈ હતી. નિશ્ચયના સ્વરે તેણે કહ્યું. "અલબત કરીશું. જેમણે રાષ્ટ્રની પ્રગતિની આડે આવવાનું પાપ સ્વાર્થને કારણે કર્યું છે તેનું સ્મરણ અમને છે. તેમના વેરની વસુલાત અવશ્ય થશે. !"

માયકલે ચિડાઇને કહ્યું, "સ્વાર્થને કારણે ઉધમાત કરતું નથી એવું હિંદુસ્તાનમાં કોઇ તમને મળ્યું છે કે ?"

તેણે ચિડાઇને કહ્યું, "તે કહેતો નથી, પણ સ્વાર્થને કારણે હિંદી રાષ્ટ્રનું હિત જતું કરનારા કોણ છે તે જોઇએ તો કહું છું.'

તેનો વિરોધ કરવા માટે મન્નાન આગળ બોલ્યો, "હિંમત હોય તો કહો."

"તેમાં હિંમત શું કરવી છે ? માઇનોરિટીને નામે વધારે અધિકાર પડાવવા માગતી જાતિઓ અમારે ત્યાં છે. સ્વતંત્રતા દૂર જાય તો હરકત નહિ. પણ અમારૂં તરભાણું ભરાવું જોઇએ એજ તેમનું રાષ્ટ્રીય તત્વજ્ઞાન—"

તેને અટકાવીને મન્નાન આવેશથી બોલ્યો, "તેમની યહુદીઓના જેવી દશા કરવી એવું તમારૂં ધ્યેય છે એમ કહો છો ?"

મંડલે જવાબ આપ્યો. "તેમની આંખો વેળાસર નહિ ઉઘડે તો તેજ પરિણામ આવશે એમાં જરાએ શક નથી !"

માયકેલને મંડળનું હિંદી ખ્રિસ્તી સંબંધેનું મહેણું સહન થયું નહોતું. તેણે ખીજવવા માટે કહ્યું, "તેવો પ્રયત્ન કરશો તો શું થશે તમે—ધારો છો ?"

મન્નાને કહ્યું, "હું કહું છું શું થશે તે. પેલેસ્ટાઇન યહુદીઓનું હતું. આજે આરબોનું થયું છે. હિંદુસ્તાનનું નામ બદલાઇ જાય એ પણ કંઇ અશકય નથી ! આજે જ કોંગ્રેસે પારસીઓની, ખ્રિસ્તીઓની, મુસલમાનોની એવી કનડગત ચલાવી છે

કે કદાચ એક પેઢીમાંજ તેવું બને !"

શિંદે ક્રોધથી લાલ થયા. મન્નાનને સંબોધીને બોલ્યા, "હિંદુસ્તાન નામ કદાચ જશે પણ ખરૂં. પણ તે બદલવા માગનારામાંથી કોઇ નવું નામ પાડવા વાસ્તે પાછળ જીવતું રહેશે એવી આશા રાખશો નહિ !"

આજ વખતે તે વિલક્ષણ બનાવ બન્યો. અમે કિનારાની બાજુએ ઊભા હતા, સામે બીજું વહાણ હતું. નહેર તદ્દન નાની. લગભગ ઘસાઇનેજ પેલું વહાણ જતું હતું. એકાએક બંને વહાણો ઉપર બૂમાબૂમ શરૂ થઇ.

બંને વહાણનાં ડેક ઉપર ખલાસીઓ ઊભા હતા. ઘણાખરાના હાથમાં ભોજન સમયના છરી–કાંટા હતા. કેટલાકના હાથમાં લાકડીઓ હતી. ગાળા ગાળીએ મર્યાદા મૂકી હતી. તે છરીઓથી એકમેકના ગળા કાપવાનો આવિર્ભાવ બધા કરતા હતા ! વહાણો ઉપર લશ્કરી શિસ્ત હોય છે તેથી જ તે દિવસે અમે બચ્યા. ધીમે ધીમે પેલું વહાણ પાછળ ગયું.

તે ફ્રેંચ સ્ટીમર હતી. અમારી ઇટાલિયન સ્ટીમર હતી. અમારી સ્ટીમર ઉપરથી કોઇકે બૂમ પાડીને ફ્રાન્સનું અપમાન કર્યું. તે સાથે જ બે ફ્રેંચ ખલાસી ડેકના કઠેરા ઉપર ચડયા. તેમાંથી એક જણે મુસોલિની આવેશયુકત ભાષણની નકલ કરી. બીજાએ તેના બૂટ જીભથી ચાટતાં ચાટતાં, "ડ્યુચે. ડ્યુચે' કહીને છાતી કૂટવાની શરૂઆત કરી. મુસોલિની થયેલા ખલાસીએ બોલતાં બોલતાં જડબું ખૂબજ ઉઘાડયું. કેમે કરીને તે બંધ કરી શકાતું નહોતું. તેની સાથેજ ત્રીજા એક ખલાસીએ ઉપર ચડીને તેની હડપચીને નીચેથી એક ઠાંસો લગાવ્યો, મોઢું બંધ કર્યું અને કહ્યું, "મુરખ, શકિત કરતાં વધારે મોઢું શું ફરવા ફાડે છે ?" બધા દોડયા, કેટલીક પરચુરણ વસ્તુઓની

ફેંકાફેંકી થઇ. અમે ગયા ત્યારે લડવાડ હદ વટાવી ગઇ હતી!

યહુદીઓને આપવાની મદદ ત્યાંજ અટકી. યુરોપનું રણાંગણ થાય છે; યુરોપમાં આગ હશે તો હિંદુસ્તાન ઓલામાં છે; યહુદીઓ આંધણમાં હશે તો આપણે સુપડામાં છીએ, એજ જાતના વિચાર મારા મનમાં ચાલતા હતા. ઉંઘમાં પણ આપણે વિસુવિયસના મુખ ઉપર બેઠા છીએ એવાંજ સ્વપ્ન આવ્યાં!

## ૨૯

સવારે લુઇની મા મારી ઓરડીમાં આવી. તેણે સંદેશો કહ્યો, "તમને ડોકટર બોલાવે છે."

પોર્ટ સૈદમાં લૂ લાગવાથી લુઇ બિમાર થયો હતો. શિંદે આખી રાત તેના બિછાના પાસે બેસી રહેલા. કેબિન સ્ત્રીઓની હતી. ડોકટર આખી રાત્રી ઓરડીમાં. તેને લીધે તેમને અડચણ પડી હતી.

લુઇને મારી ઓરડીમાં લાવ્યા. હું, ડોકટર, શિંદે અને તેની મા બધાંએ મળીને તેની શુશ્રુષા કરવા માંડી. અમે ત્યાં બેસવાના કલાક વહેંચી લીધા. પણ મા ઘણુંકરીને ચોવીસે કલાક ત્યાંજ રહેતી. શિંદે પણ તેને છોડીને ભાગ્યેજ જતા. મેં ઘણુંએ કહી જોયું, પણ તે સાંભળતાજ નહિ.

બીજે દિવસે પણ તાવ ઉતર્યો લાગ્યો નહિ. તેનું હાસ્ય ઊડી ગયું હતું. ચહેરો મ્લાન થયો હતો. રાતા સમુદ્રમાંના તાપની લૂ. તે આખો વખત બેચેન હતો, સાંજે તો વાયુ થયું હોય એવું લાગ્યું. પોર્ટ સૈદની રાત્રે હિંદીએ તેને અંગ્રેજી શીખવ્યું હતું તેજ તે ફરી ફરીને બોલતો હતો.

તે રાત્રે અમે બંને ગભરાયા. પણ શિંદે ડગ્યા નહિ. તેના બબડાટથી શિંદેનું કાળજું હેરાન થતું. પણ તેની શુશ્રુષા

ધીરજ પૂર્વક ચાલતી હતી. વારેવારે પરસેવાના ઓછાડ બદલવા પડતા. હાથે ને પગે દવાઓ ઘસવી પડતી. તેને દૂધ પાવું પડતું. ફળના રસ કાઢવા પડતા. બધું તે પોતેજ કરતા. લુઇની મા ગભરાઇ ગયા જેથી બર્થ ઉપરજ તેના પગ આગળ બેસી રહેતી. તેને ગાંડપણ વળગશે કે શું એવી મને બીક લાગતી. તે શિંદેને પ્રશ્નો પૂછતી. આશાનો સંભવ ન હોવા છતાં તે નકામી ખોટી ધીરજ આપે છે એમ તેને લાગતું હતું.

શિંદેએ એકવાર મને કહ્યું, "હું આને બચાવીશ એવો મને ભરોસો છે. નાનાં બાળક બિમારી માટે સારાં. તેમને મૃત્યુનો ખ્યાલ નથી હોતો. મરીશું તો પાછળ શું છોડવું પડશે એની ચિંતા નથી હોતી. તેમની શકિત ખાલી ચિન્તાઓથી ઘટતી નથી. રોગના આઘાતનો વિરોધ કરવાનું તેમનું કામ સતત ચાલુ જ રહેતું હોય છે."

તે ત્રણ દિવસમાં હૅર્ટાની ને મારી મુલાકાત કવચિતજ થઇ. લુઇની ખબર જોવા તે મારી કેબિનમાં આવતી ત્યારે થોડી વાતચીત થતી તેજ. લુઇની શુશ્રુષા કરવાની તેણે તત્પરતા બતાવી. શિંદેએ તેનો સાભાર અસ્વીકાર કર્યો. તેમણે કહ્યું, "તેની મા પણ મારે અહીં જોઇતી નથી. પણ નાઇલાજે તેને અહીંઆં બેસવા દઉં છું. માણસો જેટલાં વધારે તેટલી શિસ્ત ઓછી. શુશ્રુષામાં ગોટાળો થાય છે. !"

એડન આવ્યું તે સવારે લૂઇનો તાવ ઊતરવા લાગ્યો. તાવ ઓછો થયો. તેને ઓળખાણ પડવા લાગ્યું. પોતાની મેળાએજ ખાવાપીવાનું માગવાનું સૂઝવા લાગ્યું. સવારમાં તેણે શિંદેને હાંક મારી. કૉફી માગી. તે વખતે શિંદેની આંખમાં આંસુ આવી ગયાં. તેમણે તેને કૉફી પાઇ. પાછળની ભીંતે માથું ટેકવ્યું. આંખો મીંચી અને ત્યાંજ તેમને ઊંઘ આવી

ગઇ. પોર્ટ સૈદ પછી આ તેમની પહેલીજ ઊંઘ.

લુઇને તેની કેબિનમાં લઇ ગયા. શરીરે ઓછાડ ઓઢાડયો. ડૉકટર નીચે નમ્યા હતા તે ઊભા થયા. તેજ વખતે તેની મા તેમને વળગી પડી. ડુસકાં ભરતાં બોલી, "ડૉકટર, તમે હતા તેથી લુઇ બચ્યો, હું બચી."

શંઘાઇ જનારા પ્રવાસીઓને બળિયા ટંકાવવા પડે છે. જે દિવસે આ નોટીસ મુકાઇ તેજ દિવસે બૂમ ઊઠી—બળિયા ટંકાવવા વાસ્તે ફી આપવી પડે છે લગભગ એક પાઉન્ડ—ચૌદ રૂપિયા. ખરૂં ખોટું કોઇને સમજાય નહિ. ટંકાવીએ નહિ તો શાંઘાઇ ઉતરવા દેશે નહિ એ બીક. આજ બીકનો મદનાનીએ લાભ ઉઠાવ્યો હતો. માર્થાને પૈસાની લાલચ આપીને તેનો લાભ ઊઠાવ્યો. તેના સ્નેહીઓને આ વાતની ખબર પડતાં તેઓ પણ આ મોજમાં ભળ્યા. બધા યહુદીઓએ આ વાત જાણી હતી.

લુઇને તાવ આવતાંની સાથે તેની માનાં હાંજા ગગડી ગયાં! છોકરૂં બિમાર. કોઇનો આધાર નહિ. પાસે દમડી નહિ! જ્યાં કેવળ બળિયા ટંકાવવાનો પાઉન્ડ આપવો પડે છે ત્યાં મોટી બિમારી નભાવવી કેમ અને પૈસા કયાંથી લાવવા? તેના મગજમાં માર્થાના વિચારો ઘોળાવા લાગ્યાં. બાળક ગુમાવવું કે આપઘાત માટે પ્રવૃત્ત થવું!

એડન ગયું. આગબોટ ખુલ્લા દરિયામાં આવી. ચોમાસાના દિવસો. તોફાનનું તાંડવ શરૂ થયું. સ્ટીમર ડોલવા લાગી. ઊછળવા લાગી. મોજાં કોઇકોઇવાર ડેક ઉપર આવીને પછડાતાં. ખુરશી ઉપર બેસીએ તો પણ કયારે પલળીએ તેનું ઠેકાણું નહિ. સામે જોવાની હિંમત ચાલે નહિ. ચોતરફનું ક્ષિતિજ હિંદોળા ઉપર ચડયું હોય એવું લાગતું હતું!

દરીઓ લાગવા લાગ્યો. ઘણું ખરૂં બધા હેરાન થયા. ખાવાપીવાનું સૂઝે નહિ. સીધું ચલાય નહિ. ઊઠીને ઊભા રહીએ છીએ એટલે ઊલટી જેવું થતું. પેટમાંનાં આંતરડાં આમળાય. કયારેક તદ્દન અદશ્ય થઇ ગયા હોય એવું થતું અને કેડ ભાંગી ગઇ હોય તેમ માણુસ નીચે બેસી પડતો.

મને પણુ બોટ લાગી. તેમાં પહેલાંનો ઉજાગરો ઉમેરાયો. થોડો તાવ પણુ આવ્યો. હું કેબિનમાં સુઇ રહ્યો હતો. પહેલે દિવસે હૅર્ટા આવીને બેઠી હતી. બીજે દિવસે તે પણુ સુઇ ગઇ. શિંદે માત્ર બંને દિવસ ઊભા હતા. મારી પાસે આવીને બેસતા. લુઇને હવે આરામ થયો હતો. તેથી તે આનંદમાં હતા. સદાએ તેને વિશેજ વાત કરતા.

સાંજે તે ઓરડીમાં આવ્યા. મને ઠીક લાગતું જતું હતું. હું ઊઠીને બેઠો હતો. તેમને કહ્યું, "મને ડેક ઉપર લઇ જાઓ છો કે ? ખુલ્લી હવામાં જરા સારૂં લાગશે."

તેમણે ના પાડી. બે દિવસ પડી રહેવા કહ્યું. મેં કહ્યું, "બે દિવસે તો મુંબાઇજ આવવાનું!"

તે હસીને બોલ્યો, "તો એમાં બગડયું શું ?"

મેં કહ્યું, "મારે ઉપર જવું છે. હૅર્ટાને મળવાની ઇચ્છા છે !"

શિંદેએ ગંભીરતાથી ડોક હલાવી કહ્યું, "તમારી અને લુઇની બિમારીનો એક ફાયદો થયો. પેલી છોકરીના પંજામાંથી તમે છૂટયા !"

તેમના બોલવા તરફ ધ્યાન ન આપતાં મેં કહ્યું, "ડોકટર મને તેને મળવાની ઇચ્છા છે. તમે તેને મારો સંદેશો કહો છો કે ?"

"કહું છું જોઇએ તો ! પણુ તે આવશે એમ મને લાગતું

નથી. આખો દિવસ ડેક ઉપર પડી રહે છે. તેનાથી ઊઠાતું નથી. ચલાતું નથી. મન્નાન આખો વખત પાસે બેઠેલો હોય છે. તેની ફિકર રાખે છે. જોઇતું કરતું કરે છે. રાત્રે લગભગ તેને ઉપાડીનેજ કેબિનમાં લઇ જાય છે. આ બધામાંથી તે તમારી પાસે આવે કયારે ?"

કંઇ પણ જવાબ ન આપતાં હું પથારી ઉપર પડયો. શિંદે મનમાંજ બબડયા. "That's Sensible !"

## ૨૭

રાત્રે નવને સુમારે હૅર્ટા કેબિનમાં આવી. લથડિયાં ખાતી હતી. આખે શરીરે થાક દેખાતો હતો.

મારી ગાદી ઉપર બે સફરજન મૂકીને તે બોલી, "ડોકટર કહેતા હતા, તું કંઇ ખાતો નથી. આ ફળ ખાઇ જો. ઘણું સારૂં લાગશે."

મારૂં મન વિષાદથી ભરેલું હતું. મેં જવાબ આપ્યો, "કશા ઉપર મન નથી રહયું, હૅર્ટા."

તેણે આગ્રહ કર્યો, "તું થોડી બ્રેન્ડી લે છે કે ? સમુદ્રની બિમારી ઉપર બ્રેન્ડી બહુ સારી."

થોડો વખત અટકીને મેં જવાબ આપ્યો, "સારૂં લઇશ. થોડો વખત પછી બારમાંથી મંગાવી લઉં છું."

હાથમાંના રૂમાલને ઉઘાડતી તે બોલી, "અર્ધો પેગ લેવાની તેમાં બારના પૈસા શું કરવા ખરચવા ?" રૂમાલમાં નાનકડી બાટલી હતી. સિંકવરનો પ્યાલો ઉપાડીને તે આગળ બોલી. "મને બ્રેન્ડીથી જ થોડું ઠીક લાગે છે. મા તો બ્રેન્ડી ઉપરજ જીવે છે."

તેણે પ્યાલો આગળ ધર્યો. હું ઊઠીને બેઠો. ચિડાઇને

બોલ્યો, " હૅર્ટા, કૃપા કરીને તું જા. તું કેમ મને સતાવે છે ? "

પણ તે ગુસ્સે થઇ નહિ. તેને થોડું હસવું આવ્યું. પ્યાલો આગળ ધરીને તેણે કહ્યું, " હં, લઇ લે. પછી હું જાઉં છું. "

મેં ઉત્તેજીત થઇને કહ્યું, " આ ખુશામત કરવાની તારી ડઠ કેમ ? તારી ખુશામત મને અસહ્ય લાગે છે. તને ખબર છે. આપણા વર્તનનો અંત નથી. આપણું લગ્ન થવું શકય નથી!"

તેણે હતાશ થઇને મારા ખોળામાં જ ઊભાં ઊભાં માથું મૂકયું. " બાબ, કેટલીવાર કહીશ ? મને બધી ખબર છે, કોઇ આશા નથી. સામે છે ત્યાં સુધી તારા ઉપર પ્રેમ કરવાનું મારૂં સુખ પણ છીનવી લઇને તને શું મળવાનું છે ? "

મેં બ્રેન્ડી લીધી. ફરીથી બિછાના ઉપર પડયો.

વિચાર કરવા નથી તેથી તે શું અટકવાના હતા કે ? તૂટી પડેલી ભેખડ ખીરણ સુધી જવાનીજ. હૅર્ટા ઉપર મારો પ્રેમ છે. પણ હૅર્ટા સાથે લગ્ન કરવું ડહાપણ ભરેલું થશે કે ? પ્રેમ જુદી વસ્તુ છે અને લગ્ન જુદી વસ્તુ છે. વિવાહ એ પ્રેમની પરિણતી નથી. તે પ્રેમનો વાસી રોટલો છે! મહારાષ્ટ્રમાંના અનેક પ્રીતિ વિવાહના ઇતિહાસ હું જાણતો હતો. તે માણસોના મનનાં અંગારા ઓલવાઇ જઇને હવે કોલસા અને રાખ રહી છે. પ્રીતિ વિવાહ ઉપરની નવલકથાઓ હું વાંચું છું. તે બધી વિવાહપૂર્વેની પ્રીતિની સુંદર ધીરજનો પ્રવાસ આલેખે છે. લગ્ન પછીની પ્રીતિનું વાસીપણું પિછાનવાની ધૃષ્ટતા કોઇ કરતું નથી. જ્યાં શરૂઆત કરવાની ત્યાંજ સમાપ્ત કરીને બધા બેસી જાય છે.

મને નિષ્ઠાની બીક લાગવા માંડી હતી. મિત્ર ગળું કાપે તો મરણ જેવું દુ:ખ થાય છે. ભાગીદાર ફસાવે તો વ્યવહાર કહીને માણસ સતત ચિન્તાના

સંકટમાંથી પોતાને મુકત કરી લે છે. કુસુમનો ભરોસો રહ્યો નહિ, ત્યાં હૅર્ટનો શો ભરોસો? અને ભરોસાની અપેક્ષા કરવાનો અધિકાર પણ મને શો છે? કાલનો દિવસ જશે, પરમ દિવસે મુંબાઇ આવશે એટલે બંને જણ છૂટાં. ચાર છ દિવસ યાદ આવેછે. કાળના પથ્થર ઉપર મોટાં મોટાં દુઃખો ઘસાઇને લુપ્ત થઇ જાય છે.

આગબોટ ઉપર બધું હતું પણ કેલેંડર દેખાયું નહિ. દિવસ કયો તે ભાગ્યેજ સમજાતું. કોઇક બંદર આવે ત્યારેજ તારીખ બદલ્યા જેવું લાગતું. નહિ તો એકલું પાણી, પ્રકાશ, અંધકાર અને આકાશ અવકાશના વિશાળ બોગદામાંથી પ્રવાસ સતત ચાલુ હતો!

પણ આજે પરિચારકોનું ધાંધલ શરૂ થયું. સામાન ઉપર કસ્ટમ્સના નંબર ચોટયાં, બાંધવાનું કામ શરૂ થયું. ધોબીને ત્યાંથી કપડાં આવી ગયાં. હજામની દુકાનમાં જગા જ ન મળે. ફોટોગ્રાફરને ત્યાંનાં પાકીટ, પ્રવાસમાંનાં બીજાં બીલ આવ્યાં. સ્નેહના સંસ્મરણોની લેવડદેવડ શરૂ થઇ. આવતી કાલે...... તારીખ. આવતી કાલે મુંબાઇ.

પણ આવતી કાલ એટલે બાર કલાક. ઉતાવળ બધાને જ હતી. આવતી કાલે કયારે? કેટલા વાગે? વાતો ચાલવા લાગી. અંતરના હિસાબ શરૂ થયા. અંદાજ હતો કે સાંજ સુધીમાં પહોંચશું. એટલે હજી ચોવીસ કલાક છે. મારૂં મન શાંત હતું.

આગબોટ હિંદુસ્તાનના કિનારા તરફ આવવા લાગી તેમ તેમ દરીઓ શાંત પડતો જતો હતો. વાતાવરણ આખું ધૂસર થયું હતું. આકાશ મલીન, પાણી ડહોળાએલું દેખાય. ત્રણ દિવસના બેસુમાર તોફાનથી પંચમહાભૂતો થાકેલાં જેવાં લાગતાં હતાં.

બધા ડેક ઉપર ઉભા હતા. આજે એક ઠેકાણે છીએ. આવતી કાલે આજ વખતે બધા વિખરાઇ જવાના. ફરીથી જીવનમાં મળીએ ન મળીએ. વાતો ચાલતી હતી તે પણ ઘર તરફના આકર્ષણ વિશે. બંદર ઉપર કોણ આવશે, મુંબાઇ કેટલા દિવસ રહીશું, કઇ ગાડીમાં આગળ જઇશું, ઘેર ક્યારે પહોંચશું, એટલા દિવસોમાં કેટલો ફરક લાગશે ?

પ્રિય માણસોનાં; પ્રિય સ્થળોનાં, પ્રિય વસ્તુઓનાં બધાં સંસ્મરણો.

યહુદીઓનાં મોઢાં હવે નજર સામે તરે છે. તેમને અમારી ભાષા સમજાતી નહોતી. પણ અમારા ચહેરા ઉપરના ભાવ જ એટલા બધા બોલકા હતા ! અર્થને માટે ભાષાની ગરજ નહોતી. કંઇ પણ બોલીએ તો પણ એકજ ધ્રુપદ ઉપર છેવટે અવાતું. હિંદુસ્તાન, મુંબાઇ, અને આખરે ઘર, ઘર, ઘર !

અમે આવતી કાલે છૂટનારા કેદી હતા, તેઓ જન્મ ટીપવાળા હતા.

ફોટાની કલ્પના પ્રથમ શિંદેને આવી. તેમણે જ કેમેરા આણ્યો. તેમનો અને લુઇનો ફોટો મેં લીધો હાં, હાં, કહેતામાં તો ફોટાનો વાયરોજ વાગો. માય તેટલા એકદમ, એક પ્રાંતના ભાષાના, એક કેબિનમાંના, એક–બેઠકમાંના, બધાના બધી જાતના ફોટા પડ્યા. બધાજ ઊભા હતા. કાયટેલ આવ્યો અને બોલ્યો, "આપણાં બધાનો ફોટો હોય એવી ઇચ્છા છે," બધા ઊભા રહ્યા. મન્નાન, હું, હૅર્ટા અને બીજા યહુદીઓ. તે ધમાલમાં જ હૅર્ટા ધીમેથી બોલી, "તારો ને મારો ફોટો જુદો પડાવવાનો છું !" મેં કબૂલ કર્યું.

મન્નાનના બે મુસલમાન સ્નેહીઓ સામે ઊભા હતા. મન્નાને હૅર્ટાનું બોલવું સાંભળ્યું. તે પોતાના સ્નેહીની પાસે જઇ

આવ્યો અને તેની સાથે વાત કરવા લાગ્યો. એક જણાએ બૂમ પાડીને કહ્યું, "ભઇ, તસવીર નિકાલતા હૂં. જોરૂકો સાથ લેકે બૈઠો."

હૅર્ટાએ ડોક હલાવી ના પાડી. પેલા સ્નેહીએ ફરીથી કહ્યું, "રાતદિન તુમ્હારે સાથ બૈઠા કરતી થી. અબ પાંચ મિનિટકે વાસ્તે શરમાતી હૈ?"

મન્નાને હસીને જવાબ આપ્યો, "ભઇ માનતી નહી હૈ."

"વા યાર! માનતી કૈસી નહિ? મરદ હો યા કૌન?

"લેકિન શાદી નહિ હૂઇ હૈ ન! નહિ તો દેખ લેતા!" એમ કહીને તે હસ્યો.

હું બધું સાંભળતો હતો. હૅર્ટા પેલા બે જણ તરફ વારાફરતી જોતી હતી. શું બોલે છે તે તેને સમજાય નહિ. મારા મનમાં એક વિચિત્ર ભાવના ઊઠી. એક યહુદી છોકરી. તેની એક બ્રાહ્મણ ઉપર પ્રીતિ. એક મુસલમાનને તેના પ્રત્યે ખેંચાણ. હું લગ્ન કરૂં તો રોજનો ખોરાક પણ તેને મારા ઘરમાં જુદો લેવો પડે. પેલો લગ્ન કરે તો રહેણી જુદી, ખોરાક જુદો. ઊમરનાં આટલાં વર્ષ એણે કાઢેલાં. તેના આચાર જુદા, અપેક્ષાઓ જુદી, અને જે ઘર હવે અહીંથી આગળ કોઇક કાળે એને મળશે તેના કુલાચાર વાતાવરણને અનુરૂપ પોતાના જીવનને વલણ આપવા માટે એને કેટકેટલી તૈયારી કરવી પડે!

હૅર્ટાએ નિશ્ચય પૂર્વક ફોટા માટે ના પાડી. પેલા સ્નેહીએ મન્નાનને આંખ માંરી. તું તેની સાથે વાત કરે છે એવીજ છબી હું પાડું છું એમ નિશાની કરી સૂચવ્યું.

એક ક્ષણુજ મન્નાન મોહ પામ્યો. તેણે સહજ તેની આસપાસ હાથ વીંટયો. પણ તેણે આ ગેલનો નિષેધ કર્યો. તરતજ તે ભાન ઉપર આવ્યો. દૂર ખસ્યો. તેણે સ્નેહીને કહ્યું, "ઉસકી મર્જી નહી હૈ. છોડો."

તે આરામ ખુરશી ઉપર પડી અને મને પૂછવા લાગી, "આપણી છબી પડાવીશું ને? ત્યારે કયારે?" હું શિંદેની વાટ જોતો હતો. તેને તે વાત કરી. આસપાસ બધા વાતોજ કરતા હતા. ઉસ્માન બોલ્યો, "તમને હવે આગળના ચોવીસ કલાક ભારે પડશે નહિ?" મેં કહ્યું, "હા. અર્થાત જ." પણ તેનો અર્થ જુદો હતો. મારા જવાબની ભાવના અર્થાત જુદી હતી.

શિંદે બારણામાંથી આવ્યા. તે હસતા હતા. મને જોતાંની સાથે બોલ્યા, "મેં ખુશખબર આણી છે. ફર્સ્ટ કલાસમાં નોટીસ ચોંટી છે!"

હૅર્ટા એકદમ ઊઠીને બેઠી થઇ બોલી, "શાની?"

"સ્ટીમર કાલે સવારે આઠ વાગે મુંબાઇ પહોંચશે."

તેનો ચહેરો ધોળોપૂણી જેવો થઇ ગયો. "કાલે સાંજે ને?"

હું કઠેરા પાસે ઊભો હતો. શિંદેએ મારા તરફ જોયું. મેં માથાપરની ટોપી હવામાં ઉછાળતાં કહ્યું "Bravo!" સવારે ઘર આવવાનું!"

હૅર્ટા ગુસ્સાથી લાલ થઇ. ખુરશી ઉપરથી ઊઠી અને મારા તરફ તાકીને જોવા લાગી. હોઠ ખેંચીને બીડયા હતા. ચાળા પાડતી હોય તેવું અભિવાદન કરીને મને કહ્યું, "Thank you very much for your eagerness." હું પણ થોડો ઉત્તેજિત થયો હતો. સામે અભિવાદન કરીને બોલ્યો, "Please Frauline."

## ૨૯

સહજ ફેંકેલો પથરો. પણ તે કોઇક પંખીને જીવલેણ વાગે છે! ક્ષણાર્ધમાં તે ઘાથી તેને થયેલી વેદનાની મને કલ્પના

આવી. તેના વ્યાકુળ સ્વરના પડઘા ફરીથી મનમાં ઊઠયા. બધો આનંદ ઊડી ગયો. વૃત્તિઓ કાળી પડી. તેમના પડછાયામાં ઉત્સાહનો છોડ ઢળી પડયો.

મેંજ ઘા માર્યો હતો. મારુંજ મન વિષણ્ણ થયું. દંશ દીધા પછી સર્પને પણ ગ્લાનિ થાય જ છે!

હું ત્યાં ઊભો રહી શકતો ન હોતો. અશકિત તો હતીજ. તેમાં આ થાક. કોઇની તરફ પણ ધ્યાન આપ્યા વિના હું કેબિન તરફ જવા ઊપડયો. અંદર વળ્યો અને દાદરા ઉપર પગ મૂકયો, એટલામાંજ હૅર્ટાનો અવાજ સાંભળ્યો, "ઑબ! ઑબ! Oh god!"

હું ચમકયો. વળીને જોયું. કોઠારના બારણા પાસેના ખૂણામાં આરામ ખુરશી ઉપર હૅર્ટાની મા પડી હતી. ધોળાધોળા વાળ, દુઃખને લીધે કરમાઇ ગયેલું મોઢું. કરચલીઓવાળું શરીર. ઓંતેર શિયાળા એણે જોયેલા. હૅર્ટા પગ આગળ બેઠી હતી. ના તેણે પોતાના શરીરને ત્યાં ઢાળી દીધું હતું. માના ખોળામાં માથું મૂકીને રડતી હતી. તેનો ઉદ્ગાર એટલે મને હાંક નહોતી. હું નજીકજ હતો એની તેને ખબર પણ નહોતી. ફરી ફરીને તે માથું નીચે કરતી અને રડતી. હું પાસે ગયો. તેને હાંક મારી. તેણે વળીને જોયું.

ઓ ભગવાન! આ હૅર્ટાજ છે કે? તેની દ્રષ્ટિમાં ઓળખાણ નહોતું. નજરને દિશાજ નહોતી. પાણી વહેતું હતું. વરસાદના ઝાપટાથી કળીઓ ભાંગી જાય તેવું તેનાં તે ફુલતાં નસકોરાંનું થયું હતું. અને હોઠ! મારૂં કાળજું ભાંગી ગયું! તે વાંકું થતું જતું હતું! તેણે હોઠ હલાવ્યા. મહેનતથી બોલવાનો પ્રયાસ કર્યો. શબ્દ ઊઘડે નહિ. હોઠ ઊઘડે નહિ. ઉઘાડયા ત્યાં તો દાંત જડાઇ ગયેલા!!

તેણે ડોક નીચે કરી. માના ખોળામાં મોઢું સંતાડ્યું.

મારી બુદ્ધિ બહેર મારી ગઈ. ગોળીથી ઘવાએલી હરિણી જીવ લઇને નાસે છે તેમ તેનું મન તે દુઃખથી નાસવા મથતું હતું. તેની માનો હાથ તેના માથા ઉપર ફરતો હતો. તેના શક્તિહીન થયેલા પગ, તેમનામાં તેનું મસ્તક દાબી રાખવા જેટલી શક્તિ ક્યાં હતી!

હૅર્ટાએ માના હાથને શિર ઉપર દાબી રાખવાનો પ્રયત્ન કર્યો. પગને ખેંચી જોયા. કુખમાં પેસવાનો પ્રયાસ કર્યો. પણ સ્નેહના દૂધના ઝરા સુકાઇ ગયેલા! સંતોષ જ ન થાય. આશા પણ ન છૂટે. હતાશ થઇને તેણે મા તરફ જોયું. જાણે કહેતી હોય, "મા, જન્મ આપ્યો તે જોઇતો હતો કે નહિ તે નથી સમજાતું. પણ હવે રક્ષણને અર્થે પેટમાં સમાવી લે! આ દુનિયાનો વાયરો પણ સહન થતો નથી!"

૩૦

આ જ તે ક્લેશ! "મનને બહુ ક્લેશ થયો. તેં જોયું હોત તો ક્ષમા કરી હોત," એમ ઉમા કહેતી હતી. કરી હોત કે? પણ ક્ષમા કરવા મારું મન ક્યાં ઠેકાણે હતું? તેના ટૂકડા થતા હતા. ફરીથી ટૂકડા પાસે આવતા, સંધાતા. દુઃખના નવા આઘાતથી ફરીથી ટૂકડા થતા.

આને શું અસહ્ય થાય છે? વિયોગ? પણ તે તો થવાનોજ હતો. જેમાં પોતે ડુબવાની એની નક્કી ખબર હતી એવા સ્નેહીના ધરામાં તેણે જાણીબૂજીને ભુસકો માર્યો નહોતો કે? કેવળ તેના અથાક ઊંડાણ ઉપર મુગ્ધ થઇને? આસપાસના ચંદ્રના અજવાળાની મૂંગી શોભાથી ઉત્સાહમાં આવી જઇને? એકજ મોહથી મનમાંનો દાવાનળ પાણીના પહેલા સ્પર્શથી બુઝાય તો તેટલો તો હોલવાય! આગળ ગમે તે થાઓ! બધું ખરું, પણ પ્રાણ

આપવાનો નિશ્ચય કરવો એ જુદું—અને જીવ જતો હોય ત્યારે શરીરનો થતો તડફડાટ સહન કરવો જુદો.

તેને હું રોજ જોતો હતો. રાત્રે હસતી. દિવસે એકલી જ ખિન્ન બેસે. કાર્લની કહાણી સાંભળી ત્યારે થોડી સમજ પડવા લાગી. તે તેની પહેલી પ્રીત. નિષ્ઠાના, સુવિચારના પાઠ નાનપણથીજ તેના મને ઘુંટયા હતા. તે તે પ્રીતિનો આધાર. તેની ભકિત નિષ્ઠા વિનાની હતી એમ હું કેવી રીતે કહું ? તેના શીલનું મને ઓળખાણ હતું.

પણ તે પહેલી પ્રીત ઝૂંટવાઇ. તેના કરતાં એ ભયંકર એટલે બીજીનો જન્મ થયો ! તેજ તેને અસહ્ય થયું ! એક નાનકડા દેશની સંસ્કૃતિના પડ તેના મન ઉપર ચઢ્યાં હતાં. પ્રીતિનો જન્મ એકજવાર થાય છે; અંત આવે છે તે પણ એકજ વાર, એવો તેનો ખ્યાલ હતો. પણ આટલા પડમાંથી પણ તેનું મૂળ સ્ત્રીમન પોતાનું રૂપ ધારણ કરીને પ્રકટ થયું. તેનું ઓળખાણ તેને સાચું લાગતું નહોતું. તેની પારાના જેવી અસ્થિરતા, વિજળીના જેવી દાહકતા, તેનું ચૈતન્ય તેનાથી સહેવાતું નહોતું ! આ સ્વરૂપ પોતાનું જ છે એ ખરૂં ! તો પછી પોતે જ આજસુધી ઘડેલું ઓળખી લીધેલું પોતાનું મન ? તે કયાં છે ? દૂર ઊભું રહીને દ્રોહી કહીને મારો ધિઃકાર કરે છે તેજ ને ?

બધું ખરૂં, પણ કશાનો કોઇ ઇલાજ હતો કે ? કાર્લની પ્રીતિની સ્મૃતિઓ. રોજ અજવાળતી ત્યારે તારાઓની માફક ચમકતી. ફૂટી પડી ત્યારે તેની ઉલ્કાઓ થઇ. પેલા પથરાઓએ તેના ઉપર જ પછડાઇ તેની સમાધી બાંધી. પણ તેનું મન પૂરેપૂરૂં ભર્યું નહોતું. નવી પ્રીતિની ફુંકથી તેને સંજીવની મળી. તેણે નવી સૃષ્ટિ ઊભી કરી, નવું આકાશ સર્જ્યું. હવે

તે પણ ફાટયું. શરીર ઉપર તૂટી પડયું!

તે અકસ્માતથી તે હતબુધ્ધ થઇ!

૩૧

બે કલાક પછી હૅર્ટા મારી કૅબિનમાં આવી. શિંદે અને માયકેલ બેઠા હતા. સામાન ભેગો કરવાનું કામ ચાલતું હતું. હું ઉપરની બર્થ ઉપર પડયો હતો.

તેને સંકોચ થયો નહિ. તે ગૂંચવાઇ નહિ. કોઇની તરફ પણ તેણે ધ્યાન આપ્યું નહિ. મારા શરીર ઉપર હાથ મૂકયો અને કહ્યું, "આ શું? તને ફરીથી તાવ આવ્યો લાગે છે?" હું વળ્યો. ઊઠીને બેઠો. તેનો હાથ હાથમાં લીધો અને જવાબ આપ્યો, "ના રે. ખાલી થાકીને પડયો હતો."

મને આશ્ચર્ય થયું. તેણે નવાં કપડાં પહેર્યાં હતાં. સુંવાળો સફેદ શુદ્ધ રેશમનો ફ્રોક. તેની ઉપર ગુલાબી ફૂલ. કાનમાં લોલક હતા. આંખો ચમકતી હતી. મોઢા ઉપર આનંદનું ચાંદરણું હતું.

તેણે કહ્યું, "અં હં આજે થાકયે નહિ ચાલે. હું તને ખૂબ જગાડવાની છું!"

શિંદે એકદમ બોલ્યા, "ફ્રાઉલાઇન, અમે અહીં નીચે બેઠા છીએ! તમને યાદ ન હોય તો કહું છું!"

તેણે હસીને કહ્યું, "મને આજે કોઇની પણ બીક લાગતી નથી." પછી તે વળી, બારણે ગયા પછી બોલી, "બૉબ, નવ વાગે હું ડેક ઉપર તારી વાટ જોઉં છું હં?"

નવ વાગે ડેક ઉપર જવા માટે હું દાદરા તરફ વળ્યો. ત્યાંજ હૅર્ટા મળી. તેના આગ્રહને લીધે હું પાનગૃહમાં ગયો. બીર મંગાવી. પરિચારકે સહી માટે પાવતી આણી. હું સહી કરતો હતો. મને રોકીને તે બોલી, "થોભ. મેં તને દારૂ પીવા બોલાવ્યો. તું મારો મહેમાન છે." હું કંઇ બોલ્યો નહિ.

૮

પરિચારકના ગયા પછી તેણે ધીમેથી પૂછ્યું, "રોષે ભરાયો છે શું?" મેં જવાબ આપ્યો," રોષ કરવાની પણ શક્તિ રહી નથી. પણ હૅર્ટા, તું બહુ ખરાબ રીતે મારી સાથે વર્તી!"

"ખરું? કેવી રીતે?"

"અગિયાર દિવસમાં તેં મારી પાસેથી કંઇપણ લીધું નહિ. સિગારેટ પીધી તે પાછી આપી. આટલી બધી વાર મેં પૂછ્યું, પણ કોઇ દિવસ સાથે દારૂ લીધો નહિ, અને આજે તારા પૈસાથી મને બીર આપી. તું એકદમ શ્રીમંત થઇ છે શું?"

તેણે ખૂબ જોરથી ડોકને ઉપર નીચે કરી અને કહ્યું, "હા ખૂબ શ્રીમંત થઇ છું!"

મેં ચિડાઇને પૂછ્યું, "માર્થાના જેવી?"

તેણે રોષથી જોયું. હાથે ચૂંટી ખણી. અને ગુસ્સાથી કહ્યું, "એકવાર બોલ્યો છે તે બસ છે." પછી થોડીવાર પછી મૃદુતાથી બોલી, "બૉબ, તારી પાસેથી કંઇ લીધું નહિ એમ કહે છે. લેવાનું બધું લીધું છે,"

પાનગૃહમાં ઓર્કેસ્ટ્રાના સ્વર સંભળાવા લાગ્યા. હું ખુરશી ઉપર પાછળ લેટયો. ધીરેધીરે જોડાં નાચવા લાગ્યાં. ધૂમાડાના વલયો તરફ જોવામાં હું દિંગ થઇગયો હતો.

તેણે હડપચી આગળ કરી. વાંકા વળીને કહ્યું, "આળસ ચડી છે?" મેં ખાલી કહ્યું, "હુ" તેણે ખોટા ગુસ્સાથી કહ્યું, "બૉબ, તું જુઠો છે."

મેં મનમાં કહ્યું, "છું ખરો. તને આશા વળગાડી અને કાલે જવાનો!"

તે એકદમ વિહ્વલ થઇ. બોલી, "ચુપ, તે વિશે બોલવાનું નથી. નહિ ને?"

મેં ધીમેથી જવાબ આપ્યો, "સારું નહિ. તો તું આવું

કેમ કહે છે?"

તેણે ઑર્કેસ્ટ્રા તરફ આંગળી ચીંધીને કહ્યું,

"આ સંગીત શાનું છે-ઓળખ."

મેં ખભા ઉડાવ્યા જેવું કર્યું. ભોળપણમાં કહ્યું, "કંઇ કલ્પના થતી નથી ભાઇ."

મારા ગાલ ઉપર થપાટ લગાવી તે બોલી, "જુઠો! આ વોલ્ટ્સ છે. તને ખબર છે. આ વિઆનીઝ નાચ છે. અને તને સરસ નાચતાં આવડે છે તે પણ મેં જાણ્યું છે!"

તેણે જ મને ખેંચ્યો. ઊઠાડયો. મારો હાથ પોતાની કેડની આસપાસ લીધો. કૉલરમાં ફૂલ ખોસીએ તેમ પોતાની આંગળીઓ મારા હાથની પકડમાં આપી. પહેલાં પગલાંના બૂટને લીધે ઊઠેલો ટપ ટપ અવાજ મેં સાંભળ્યો. આગળ જતાં તે ચામડાની ટપ ટપ પણ સંગીતની મધુરતા ને લીધે મૂંગી થઇ ગઇ! બહાર મોજાં તાલ દેતાં હતા. અંદર ગીતની લયોની ભરતી આવી હતી. અનેક જોડાં નાચતાં હતાં. જયાં ને ત્યાં શરીરની હિલચાલ! પગલાં હળવાં થયાં. દૃષ્ટિ ઉપર ધૂમ્મસ પસર્યું! પગલું પડે તે જોડી જોડીએ. બંને એક થયાં—અંતરનું ભાન સર્યું·

નાચની જુદી જુદી ગતિઓ નીકળી, ટ્રામ બોન્સનો આવેશ વધ્યો. વાયોલીનનો કંપ ઊડી ગયો. લયોના તે બેસુમાર તોફાનમાં અમે ઝુલતાં હતાં. તેની મુદ્રા પ્રથમ બાવરી જેવી હતી. પછી હોઠના ખૂણા આગળ સ્મિતનો ઉદય થયો. તેને ભાસ થયો હશે કે, આગબોટમાં કાણું પડયું, પોતે તોફાનમાં સપડાઇ હવે ડૂબવાની!...ત્યાર પછી સુવાસિક પાણીની નહેર વહેતી હતી. તેમાં તે વહેવા લાગી કમળનાં પાન, પાંખડીઓ શરીરને બળગી. નાનપણની વાતોમાંના એક સુંદર રાજકુમારે તેને ધીમેથી પાણીમાંથી ઉગારી, તે તેને રાજમહેલ તરફ લઇ ગયો. વાટમાં ચરાના

એક ઝાડવા ઉપર કરોળિયાની જાળ સંધ્યાના તડકામાં ચમકતી હતી, તેમાં તે સપડાઇ. તેમાંથી નીકળી ત્યારે તેના કોમળ તંતુ શરીરને વળગ્યા. ભીની પાંખડીઓ છુટ્ટી થતી, ફરીથી વળગતી. તે શીતળ ચુંબનોનાં વરસાદને લીધે શરીર ઠરી ગયું. રોમાંચ કયા અને તંતુ કયા તેને કંઇ જ સમજાય નહિ!

મહેલમાં અંધારૂં હતું, રાજકુમારનું બોલવું તેને સંભળાવા લાગ્યું. છતમાં સુંદર ઝુમ્મર લટકતું હતું. તે બોલમાંની પ્રીતિનો સપ્તરંગી પ્રકાશ તે ઝુમ્મરથી જળહળતો હતો!

તેની આંખો ભીની થઇ હતી. ભૂરી આંખોની બે સુંદર પુષ્કરિણી. અનેક સુંદર સ્વપ્નોનાં નાનાં પંખીડાં તેમાં આવ્યાં. પેટ ભરીને પાંખો ફફડાવીને ખેલ્યાં. બહાર આવીને વિસામો ખાતાં બેઠાં!

ફરીથી અસંતોષના સૂર વહેવા લાગ્યા. બંને જણ બહાર આવ્યાં. સામેજ ઘડિયાળ હતું. તેના તરફ જોઇને તે બોલી, "આને ભાંગી નાખું કે? કેટલું દોડે છે!"

૩૨

દાદરા આગળ થોભીને મેં પૂછ્યું "કઇ તરફ જવું છે?" તેણે હતાશ થઇને કહ્યું, "તુંજ કહે. મને સમજાય નહિ." તે આગળ બોલી, "કહે ને બૉબ નકામો વખત વહી જાય છે. ક્યાં જવું છે?" છેવટે તે કંટાળી. "કંટાળી ગયો છે ને તું? ઠીક તો જા. જઇને સૂઇ જા." એમ કહીને તે ફરી. મને તેની વર્તણુંકનો અર્થજ સમજાતો નહોતો! મેં હાંક મારી, "હૅર્ટા!"

તે ઉત્સુકતાથી ફરી. "શું બૉબ?"

"કંઇ નહિ. ગુડ નાઇટ."

નિરાશ થઇને તેણે જવાબ આપ્યો, "ઠીક તો ગુડ નાઇટ?" પછી એકાએક તેનું મોઢું આનંદિત થયું. તે મારી પાસે આવી.

બોલી, "મને એકદમ યાદ આવી. જર્મનમાં ગુડ નાઇટ કહેતાની સાથે જ. સ્વિત્ઝરલેંડમાંના રેડિયો ઉપર રોજ રાત્રે કાર્યક્રમ પૂરો થતાં ગુડનાઇટ કરે છે. કેવી રીતે બોલે છે કહું ? ગુડ નાષ્ટ મનદામન, ગુડ નાષ્ટ મન હેરન. શ્લાફનજવેલ મિદનાંદર ?"

મને હસવું આવ્યું. પેલા જર્મન શબ્દો મંત્રોચ્ચાર જેવા લાગ્યા ! મેં કહ્યું, "સુંદર છે ખૂબ, પણ મને અર્થ સમજાયો નહિ !"

"ચાલ આપણે ડેક ઉપર જઇએ. હું કહું છું." એમ કહીને તે ઝટઝટ દાદરાનાં પગથિયાં ચડી. ત્યાં જ અટકી અને બોલી, "Oh Dear ! કેટલો સખત ઉકળાટ થાય છે. નહિ ?"

મેં જવાબ આપ્યો, "હું ડેક ઉપર ઊભો રહું છું. તું પાણીમાં ભુસકો માર !"

તેને હસવું આવ્યું. મારા ખભા ઉપર માથું મૂકીને વાળ વડે તેણે મારી ડોકને, ગાલને ગલીપચી કરી અને કહ્યું, "બૉબ, હસે નહિ તો કહું છું."

મેં પૂછ્યું, "શું હૅર્ટા ?"

"આપણે તરવા જઇએ ! આવે છે ?"

ટાંકામાંનું પાણી હીંદોળતું હતું. તે રાત્રીનાં પ્રતિબિંબ ધારણ કરી શકતું નહોતું. શરીર ઉપરનાં પાતળા રેશમી ઝભ્ભા અમે ઉતાર્યા. મારા શરીર ઉપર તરવાનો પોશાક હતો. તેના શરીર ઉપર સ્રીઓનો તરવાનો વાદળી રંગનો પોશાક હતો. નીસરણી ઉપર ચડયાં. તે પ્રથમ પાણીમાં ઊતરી.

તેની કાન્તિથી પાણી ઝગમગી ઊઠયું. તેની ઊર્મિઓને ભરતી આવી. અમે બંનેએ એકમેકની પૂંઠ પકડવા માંડી.

ટાંકાની ઉપર વચ્ચોવચ એક લાકડું આડું બાંધ્યું હતું. જરા થાકયા પછી તેને પગ અટકાવી હું તરતો પડયો. તેણે તરતાં તરતાં પાસે આવીને મારી છાતી ઉપર ડોક નાખી. તેની

આંખો મીંચેલી હતી. વાળ મારા ગળાને બાઝી પડતા હતા. વચમાં જતે બોલી, "આમ જ આખી રાત સૂઇ જઇશું કે ?"

મેં હસીને કહ્યું, "હા, સવારે ન્યુમોનિયાથી મરવું હોય તો ?"

"સવારનું સવારે. હું આમજ સૂવાની. Good Night, બૉબ. Sleep Well !"

તે સાથે જ મને યાદ આવી. મેં પૂછ્યું. "તું પેલાનો અર્થ કહેવાની હતીને ?"

"હા, કહું છું. ગુડ નાઈટ મનદામિન એટલે Good Night ladies; ગુડ નાઈટ મનહેરન એટલે Good Night gentlemen, શ્લાફનજ્વેલ મિદનાંદર એટલે—"

પણ તે કુખમાં વધારે પેઠી અને શરમાઇને બોલી, "ના, કહી શકતી નથી. બૉબ."

મેં તેને ફગાવી દીધા જેવું કર્યું. તેનું સમતોલપણું ગયું. તે પાણીમાં નીચે ગઇ. ફરીથી ઉપર આવી. મારા પગ પ્રથમ તેના હાથમાં આવ્યા. અંધકારમાં આખા શરીરને ફંફોળતા તેના હાથ મારા ગળા પાસે આવ્યા. તે મને બાઝી પડયા.

કોઇ કોઇવાર રાત્રીના અંધકારમાં મારા હોઠ વડે હું તેના હોઠ શોધતો અને અંતે તે એકમેકને બાઝી પડતા, તેમ તે ફંફોસણી અને ગળાની વળગણ મને લાગી !

૩૩

દિવાની જ્યોત મોટી થાય છે. દિવેટનો ભડકો થાય છે. કાચને તડ પડે છે. તેના ટૂકડા થાય છે. બહારના પવનથી જ્યોત શાંત પડે છે. પણ બૂઝાતાં પહેલાં મોટી થવાનું તેનું બધું તેજ એકત્ર કરીને પ્રજળી લેવાનો સંતોષ તેને મળે છે !

હૅર્ટાના ભડકેલા વિકારોએ બધાં સંકેતનાં કવચ એમજ

તોડયાં. એકજ વાર બળી જવા માટે તે છુટ્ટાં થયાં !

તેના મનમાં ચાલતો સંગ્રામ કેવો હશે એની હું કલ્પના કરૂં છું. એકવાર થાય છે, આવી હશે ?

તે બિછાના ઉપર પડી. બધા ખેલ પૂરા થયા. પણ તે ખેલજ હતા. ખેલમાં પણ નાટક હોય છે. આવેશ લાવવો પડે છે. તેનાથી મનને સંતોષ થતો નથી. સર્વસ્વ ફેંકીને, પોતાને ઝુકાવી દેઇ શકાતુ નથી. તેને અસહાય જેવું લાગ્યું. જમીનને ખાણીને મૂળિયાં તોડીએ અને પછી ઝાડને ઉભું રાખીએ ! તો તે કેટલો વખત ઉભું રહે ? તેમ જીવ અધ્ધર લટકાવ્યા જેવો થતો હતો. અસુખના ઝંઝાવાત છૂટયા. તે મહેકતી જતી હતી. કયાંએ આધારનો વિસામો મળશે કે ? જમીનને પગ અડકશે કે ? નિશ્ચેષ્ટ પડી રહીને આ શ્રમ દૂર કરી શકાશે કે ?

તેની બેચેની શરૂ થઇ. શરીર ઉપર કંઇ નહોતું. ખાલી ઝીણું ઓઢણું. તે પણ હમણાંજ તરેલું, નાહેલું, તેનું શરીર પરસેવાથી રેબઝેબ થયું ! તેને કંઇ સુઝે નહિ. કોકવાર વિમાન સળગે છે. પાયલોટ પેરેશુટની છત્રી લઇને અધ્ધર ભુસકો મારે છે. છત્રી ઊઘડે છે. શરીર વજનને લીધે નીચે ખેંચાય છે. પવન છત્રીને ઉપર ઉપાડે છે. કેટલાં વખત સુધી તે રમત ચાલે છે ! પણ અફળાઇને રામશરણ ન થવાય તે માટે તે જરૂરી હોય છે. ગમે તેટલો વખત ભલેને લાગતો ? છેવટે જમીન ઉપર પહોંચાયજ છે ને ? સુસ્થિત જીવનમાંની કાર્લની પ્રીતિ તેવીજ હતી. તે રમતમાં લજ્જા, વિભ્રમ, સંકોચ, પૂંઠ પકડવી એમ બધી ગંમતોને અવકાશ હતો. સંકેત, લોકનીતિ, બધાના સંતોષને અવકાશ હતો. આજે કેવળ ટીંગાડયા જેવું થાય છે ! કેવળ અધ્દર તરે છે ! કાલે સવારે તો ધરતિકંપજ ! પછી શાની જમીન ? ને શાનો આધાર ?

કાળજાનું પાણી થયું. ફક્ત છ કલાક. સંકટ સામે આવીને

ખડું થાય છે ત્યારે અજગરના શ્વાસની જેમ માણસોને તે પોતાની તરફ ખેંચી લે છે. એકવાર તે આવીને માથા પર અફળાય એવી ઉતાવળ થાય છે. તેણે માથા ઉપર ઓછાડ ઓઢી લીધો. ઊંઘ આવે, સવાર પસાર થઇ જાય એવું તેને થયું. ગમેતેમ પણ ભાંગનારૂં, સપ્તરંગી પ્રકાશની લીલાથી તેને મોહ પમાડનારું એ પ્રીતિનું ઝુમ્મર! શ્વાસને રૂંધીને તેના ભાંગવાના મધુર અવાજની તરફ, ખળખળાટની તરફ કાન માંડીને તે બેઠી. તેણે ઓછાડ ઓઢી લીધો અને અંધકારમાં મોં સંતાડ્યું.

પણ તેની આંખોને અંધકાર નહોતો જોઇતો. ઘેનની ઝાંખ જોઇતી હતી. વિચાર! વિચાર! દસ જ દિવસ પૂર્વે આવીજ રીતે રાત્રે એક નવી દુનિયા સમુદ્રમાંથી ઉપર આવી તેમાં પોતે રમી, રખડી, જીવી! કેટલા આવેશથી જીવી! આવતી કાલે તેનો છેવટનો અસ્ત થવાનો! ફરીથી પાછું મરણ! ફરી ફરીને જીવ-વાનું, મરવાનું! આશાઓને અપૂર્ણ મૂકીને આત્મઘાત માટે તૈયાર થવાનું! દૂરથી એવું જ મનનું ભૂત ભમવાનું!

નહિ. આજે જ પૂરો નિકાલ કરવો જોઇએ. બંને હાથની અંજલી કરીને ઇશ્વરે સુખનો ધોધ વહેવડાવ્યો હતો. તેની નીચે પોતે મન મૂકીને નાહી લીધું—છૂટ મન મૂકીને નહિ! હજી ગરમી લાગે છે, હજી ધાર વહે છે! હવે ફકત ૭ કલાક! હાંક સંભ-ળાય એટલે દૂર નહિ, ધીમી ધીમી વાતો સંભળાય એટલે દૂર પોતાનો પ્રિયતમ છે! આ અંતર કોણે રાખ્યું? પોતેજ ને? સાથે નાચ્યાં ત્યારે સંગીતે ભાન ભુલાવ્યું. તર્યાં ત્યારે પાણીનાં મોજાં આડાં આવ્યાં. તેમણે મીઠાં ચુંબનો પણ મોળાં કર્યાં!

હજી વખત વહી ગયો નથી. આજ ક્ષણે, આ પછીની હરેક ક્ષણે તેની પાસે રહીશ. રાત્રે ચાંદરણું પથરાય છે તેમ તેના શામળા શરીરને વળગીશ. તેના સ્પર્શથી આ રકતમાંસના

દેહની જડતા દૂર કરીશ.

તે ઊઠી. તેણે ઓછાડ ફેંકી દીધો. ઢીંચણે કંઇક સહેરાયું તેણે હાથ લગાડી જોયું. લોહી નીકળ્યું હતું. તેણે દિવો પેટાવ્યો. પણ પેટાવતાંની સાથેજ તે ઓલવ્યો. શરીર ઉપર કંઇ નથી તેનું તેને ભાન થયું. આમજ બૉબની ઓરડીમાં કેવી રીતે જવું ? કેટલી કૂંડીઓ! કેટલાં બંધનો! બધી તરફથી પોતે જકડાઇ ગઇ છે એ ભાવના વધી. વિચાર કરે છે, પણ હવે વિચારને માટે પણ વખત ક્યાં છે ? મોજાં ઉપહાસમાં હસીને પાછાં જાય છે. ઘડિયાળના કાંટા દોડે છે. વિયોગની ક્ષણ દોડીને પોતાની તરફ આવે છે અને પોતે તો બંદીવાન! સુખની થાળી સામે છે, પણ હાથ બાંધેલા છે, મોઢે ડૂચા! બધુંજ આવું. બર્લિનમાં કાર્લ સ્ટેશન ઉપર હતો, પણ ગુપ્ત પોલિસોની બીકને લીધે તેણે ઓળખાણ ન પાડી. પૉર્ટસૈદમાં નહેરમાં સ્ટીમર ઊભી હતી. કિનારો કેવળ એક કૂદકાના અંતર ઉપર હતો. પણ પેલેસ્ટાઇનની ભૂમિનો પગને સ્પર્શ ન થયો. સામે જમીન. કેટલી નજીક ? પણ કેટલી દૂર ! આજે પણ ફરીથી તેજ ! તેણે શરીરને વલોવ્યા જેવું કર્યું. બેડીઓ તોડયા જેવું તેને લાગ્યું. તેનો ભાસ વધતો ગયો.

નાનકડી કેબિન. અંદર ભેજવાળી હવા. અંધકાર. તેને તુરંગની કોટડીનું સ્વરૂપ આવ્યું. સામે પોર્ટહોલ હતું. બહાર મોજાંની રમત ચાલુ હતી. ક્ષણ માત્ર તેને ખ્યાલ આવ્યો. પોતે બધાં બંધન ફગાવી દીધાં. બારીમાંથી ભૂસકો માર્યો. છૂટી. નાઠી. સુખના કનકમૃગની પૂંઠ પકડી, તેને પકડયો.

તે બર્થ ઉપરથી ઊતરી હતી. નીચેના બર્થ ઉપર મા સૂઇ ગઇ હતી. તેના તરફ ધ્યાન જતાં જ તેની હિંમત ઊડી ગઇ!

તેણે ઉભાં ઉભાં જ ઉપરના બિછાના ઉપર માથું ટેકવ્યું. અપરાધનું તિવ્ર ભાન તેને થયું. તેણે પોતાનો નિષેધ કર્યો.

સ્વપ્ન જોતી હતી. પોતે બંદીવાન થઈ છે. ન્યાયાલયમાં આરોપી તરીકે ઊભી છે, આસન ઉપર વિવેક બેઠો હતો. તેણે ક્રુદ્ધ સ્વરમાં હાંક મારી "બંદીવાન —"

તેણે ડોક ઊંચે કરી નહિ.

"બંદીશાળાની બારીમાંથી તુંજ ભૂસ્કો મારીને નાઠીને ?"

"હા, મહારાજ."

"તે બારી જમીન ઉપરથી કેટલી ઊંચે છે તે તને દેખાયું નહિ ?"

"ના મહારાજ. બહારના જીવનનું અથાક ઉંડાણ જ કેવળ દેખાતું હતું ?"

"અને ખાઇમાંનું પાણી ? તેની તને બીક કેમ લાગી નહિ ?"

"તેમાં માછલા રમતાં, તે ઉપર આવતાં, કૂદાકૂદ કરતાં અને ફરીથી નીચે જતાં, મને થયું કે બીક વ્યર્થ છે !"

"તું નાસે નહિ તેથી સંગીનો લઇને પહેરેદાર ઉભા હતા !"

"તેમની ઉપર પ્રકાશ પડતો હતો. તે ચળકતી હતી. આંગળી ચીંધે તેમ મુકિતનો માર્ગ બતાવતી હતી. બહાર બોલાવતી હતી."

ક્ષણમાત્ર શાંતિ પ્રસરી, શિક્ષાની આશંકાથી તે ધ્રૂજતી હતી.

ફરીથી હાંક સંભળાઇ. "બંદીવાન !"

તેણે ડોક ઊંચે કરી નહિ.

"જા. તું મુકત છે !"

તે થોભી નહિ. તેણે ડોક ઊંચે કરી. પગમાં સેંડલ્સ પહેર્યાં. શરીર ઉપર ફ્રોક લપેટી લીધો. નિશ્ચિતતાથી બારણું ઉઘાડયું અને બહાર નીકળી.

મા ગાઢ ઊંઘમાં હતી. તેણે કૂખ બદલી. તેણે નિઃશ્વાસ છોડયો; છોકરીની કૃતિનો તે અસહાય નિષેધ હતો કે ? કે વિચારોના તોફનમાંથી બચીને હેર્ટા કિનારે પહોંચી તેનો તે સંતોષ હતો ? કે માતૃત્વનું સામર્થ્ય ગુમાવી બેઠેલી એક સ્રીનો બીજીને તે આશીર્વાદ તો નહિ હોય !

## ૩૪

તેણે પડદો બાજુએ ખસેડયો. અંદર પણ મૂકયો. હું જાગતો જ હતો. કેબિનમાં કોઇ નહોતું. હોત તોય તેણે ભાગ્યે જ પરવા કરી હોત.

તેના આવિર્ભાવથી હું ચકિત થયો. એટલું જ બોલ્યો, "હેર્ટા ?"

"હા, હુંજ. તે વખતે અધૂરોજ અર્થ કહ્યો હતો ને ? તે પૂરો કહેવા આવી છું.।

કપડાના કબાટને ટેકવીને તે ઊભી રહી, મારાથી બોલી શકાતું નહોતું. તાકીને જોતાં જોતાં તે આગળ બોલી, " શ્લાફેન જ્વેલ મીટનાંદર એટલે શું, તને ખબર છે ? એકમેક ના આશ્લેષમાં સુખ નિદ્રા લો !"

તેણે બોલી નાખ્યું. બોલવું પૂરું થયું તેથી હોઠ આમળ્યા. આ વેગ ઓસરશે તો પગ ઢીલા પડી જશે, પોતે પોટલું થઇને પડશે એમ તેને લાગતું હોવું જોઇએ. તેણે હાથ પાછળના અરીસાને ટેકવ્યા. મારા ઉપરની તેની દૃષ્ટિ માત્ર ચળી નહિ. તેમાંના ઉન્માદથી, ભય સ્તબ્ધ થઇ જાય તેવો હું ઊભો હતો !

જરા વખત પછી તેણે પૂછયું, " બોલતો નથી બૅાબ ?" ને, જાગતીજ હતી. પણ ભાનમાં નહોતી. જરાક ભયભીત સ્વરે મેં જવાબ આપ્યો, "હેર્ટા આમ શું કરે છે ?"

તેણે બાહુ દાબી રાખ્યા. મારા તરફ જોઇને તે બોલી,

"બહુ થઇ તારી સંભાળ. મને ખબર છે તું શું કહેવાનો છે તે? આ સારું ન કહેવાય. લોકો શું કહેશે?" કયા લોકો? જર્મનીના, કે ઇજિપ્તના, કે હિંદુસ્તાનના? આમાંથી કોઇપણ દેશમાં મારે માટે સ્થાન નથી. તારે સમાજ છે, લોક છે, તેમની જાતિ રીતિ છે. હું બધામાંથી જ બહિષ્કૃત! મારે લોકો નથી. હું કઇ નીતિ પાળું કહે. ચાર ભીંતો હોય, ઘર હોય તો કપડાં પહેરી શકાય છે. લાજ ઢાંકી શકાય છે. પણ તોફાનમાં સપડાએલા માણસે કેટલું અને કેવું સંભાળવું? પવનનો સુસવાટ, તેમાં મોજાંનું નિર્દય નૃત્ય. હાડકાં પણ ખોખરાં થાય છે. ત્યાં કેવળ શરીર ઉપરના વસ્ત્રના ચિરાઇને ટૂકડા થઇ જાય તો પણ તમે લાજનો જ ઉપદેશ કરવાના?"

પણ તે એકદમ અટકી. બધી શકિત ઓસરી જાય તે પહેલાં સમતોલપણું જાળવવું જોઇએ એ તેણે જાણ્યું. ભાવનાઓની ભરતી બેહદ આવી. ડોક, ખભા, ઉર, આખું શરીર જ ટાઢથી થરથરી ગયા જેવું થયું.

તેને દાબી રાખીને તે બોલી, "એક માગણી માગવા આવી છું, બૉબ, તારી આંખો મને નિહાળે, તારી દૃષ્ટિ મારા દેહને પંપાળે એવું—"

પણ તેનાથી બોલી શકાયું નહિ. તેણે ડ્રેસિંગ ગાઉન ખાલી ઓઢયોજ હતો. તે નીચે નાખ્યો. પાંખડીઓમાંથી ખડું થતું મકાઇનું રસીલું કણસલું હોય તેમ તે ઊભી રહી!

તેજ વખતે તેની દૃષ્ટિ પહેલવહેલી ઢળી. તેણે ડોક નીચે કરી. ફરીને પાછળ ટેકવી. હાથ છોડી દીધા અને વિહવળ સ્વરે એટલોજ ઉદ્ગાર કાઢયો, "oh God!"

પડદો પવનને લીધે ફડફડતો હતો, બારણું મેં બંધ કર્યું એટલે તે અટકયો! પણ અરીસાના ચોકઠાની સામે તેનું વસ્ત્ર-

વિહીન શરીર ધ્રૂજતું ઊભું હતું ! તેના ઉપરનો ઝંઝાવાત ઓસર્યો નહિ !

## ૩૫

બર્થ ઉપર નાનો દિવો હતો; બાજુ પરથી આવનારા એ પ્રકાશમાં તેના દેહનું સુવર્ણ ચળકતું હતું. મારી નજર જડાઇ ગઇ. હલાવી મુકનારા અનુભવોનો સાક્ષાત્કાર થાય છે, ત્યારે વૃત્તિઓ પ્રથમ ચિત્રકારના જેવી થાય છે. રંગ, રેખા, છાયા પ્રકાશ એટલુંજ નજરે ચડે છે. પછી કલ્પનાને આવેશ ચડે છે.

તે ચિત્ર હતું કે શરીર ! કાંઇ ખરૂં નથી. ચિત્રજ. પણ તે આજનું કે કાલનું ? આજના ચિત્રનો પ્રાણ એટલે છાયા–પ્રકાશનો ખેલ ! પણ તે પરાવર્તિત પ્રકાશને આવેશની ધાર હતી. અર્ધું શરીર છાયાનું બનેલું હતું. તે છાયાને અર્પણની અસહાયતા હતી, આર્દ્રતા હતી ! એ ચિત્ર આજનું હશે કે ? કાલનું કહીએ તો કેટલું સાદું ! બાહ્ય સૌન્દર્યનો ભડીમાર નથી. રંગોનું ઉડાઉપણું નથી. સાદું અરીસાનું ચોકઠું. કાચની પાર્શ્વભૂમિ અને સામે સુંદર સ્ફટિકની સજીવ મૂર્તિ. ના. આજનું ન હોય. કાલનું પણ નહિ. મનુષ્ય જાતિના અહીંના નિવાસમાંના પ્રત્યેક કાળનું પ્રત્યેક ક્ષણનું અર્પણોત્સુક સ્ત્રીના શરીરનું આ ચિત્ર છે !

ભીના વાળ ચોટી ગયા હતા. એકજ લટ કપાળ ઉપર આવી હતી. તેણે પ્રશ્નચિહ્ન ઊભું કર્યું હતું ! પ્રીતિના આવેશનું તે આહ્વાન કેટલું માદક હોય છે ! ડોકમાંની મોતીની સેર થરથરતી હતી. દીપ્તીની ભુલભુલામણી ને લીધે. જયોતી ઉપર ધસી આવનારા પતંગિયાનાં ફડફડાટનાં જેવા શરીર ઉપર રોમાંચ ઊભા હતા ! અને નાભીમાંથી નીકળેલી ત્રિવળીની રક્તવર્ણ ચમક–જોત–જોતામાં તેના ગુલબંકાવલીનાં ફૂલ થયાં, મારી

આંધળી વાસનાઓને તેમણે દ્રષ્ટિ આપી!

૩૬

આ દેહની મને નવાઇ નહોતી. ઇશ્વરને સાક્ષી રાખીને તમને ખરૂં છે તે કહું છું. લંડનમાં હતો ત્યારે હું રાત્રીની પિકેડિલીમાં ભટકતો. દુકાનમાં બેઠો હોઉં તોપણ કાચનાં બારણાં-માંથી બહાર જોતો. અમર્યાદ ભીડમાંથી પણ અચૂક નાયકણો ઉપર નજર જતી. પોલીસોની નજર ચુકાવીને તે આંટા મારતી. હું તેમની પૂંઠ પકડતો.

પણ ઓળખીતી છોકરી તરફ હું ફરીથી જતો નહિ. ગળે વળગશે એ બીકથી ઘણાખરા પ્રવાસીઓ આમ જ કરે છે. પણ મારૂં કારણ તે નહોતું. મને ચીડ ચડતી. કોઇક ઠેકાણે નિષ્ઠા ઉત્પન્ન થવાની મને બીક લાગતી.

પણ બે વરસની વાત શું કરવા? પરમ દિવસની પેરિસની રાત્રીઓ મને યાદ આવે છે. નાચઘરો, થિયેટરો, કેબરેજ, કેટલાંક ઉપહાર ગૃહો, બધે ઠેકાણે સ્ત્રીના નગ્ન સૌન્દર્યનું બેસુમાર પ્રદર્શન મેં જોયું હતું. આખરે ચાર હિંદી સ્નેહીઓની સાથે વેશ્યા વાડામાં ગયો. ત્યાંતો હદ થઇ ગઇ. એક મોટું દિવાનખાનું, લીલા વાદળી દીવાઓનો મંદ ઉન્માદક પ્રકાશ. ભીંતો ઉપર, છત ઉપર, જમીન ઉપર, ટેબલ ઉપર ઠેકઠેકાણે મોટા અરીસા. તેમાં પચાસ પોણોસો વેશ્યાઓનું ધાંધલ. તેમનાં નગ્ન શરીરોનાં સેંકડો પ્રતિબિંબો તે અરીસાઓમાં દેખાતાં. મદ્યનું પૂર વહેતું હતું. પુરૂષની કલ્પનાના, આશાના, લાલસાના પ્રવાહી રસથી તે મૂર્તિમાંનું સૌન્દર્ય ઘડાયું હતું. જાણે કે તે રસ ઓગળીને, ભીંત ઉપરથી, જમીન ઉપરથી, છત ઉપરથી વહેતો હતો!

૬ ના આકારની રેખા ચિત્રરચનામાં અત્યંત સુંદર માને

છે. સ્ત્રીની આકૃતિ એ તે સૌંદર્યનો જીવન્ત વિલાસ. પણ પેલા સ્ત્રીઓનાં શરીર જોઇને મને ચીતરી ચડી. પુરૂષોની વાસનાઓના પ્રહારોથી તેમનાં શરીર ઉપર ઠેકઠેકાણે કેવળ સોજા ચડેલા દેખાતા હતા. વાળને વીંખતી બેઠેલી, શરીરનાં અંગોને ખંજવાળતી આસપાસ ઘેરી વળતી, પુરૂષોની વિકૃત વાસનાઓના તે ચીતરી ચડે એવી તે નગ્ન સાક્ષી ભાનમાં હોય ત્યારે જોઇ શકવી શકય નથી હોતી. તેથીજ ત્યાં મદ્યનું પુર વહે છે.

હું બહાર આવ્યો. ભોમિયો ફ્રેંચ હતો. તેને સિગારેટ આપી અને કહ્યું, " હેનરી, સ્ત્રીનું સૌંદર્ય તે આજ કે ?"

તેણે હસીને જવાબ આપ્યો, "મશ્યૂર, આ છોકરીઓ કપડાં પહેરીને સામે આવત, રસ્તા ઉપર ફરત તો તમે વળીને તેમના તરફ જોયું હોત !"

મેં કહ્યું, "લોક મોજની આશાએ પણ અહીં આવે છે કેવી રીતે ?"

તેણે ધૂમાડો કાઢતાં કહ્યું, "આપણે આવ્યા તેમજ !"

"પણ આપણે પાછા ફર્યાં છીએ તેમ તેઓ ફરે છે કે ?"

"મનુષ્ય રહ્યા હોય તો ફરે છે પાછા. દારૂ પીને પશુજ થયા હોય તો ફરતા નથી."

તેના સ્વરનું મને આશ્ચર્ય થયું. મેં તેને પૂછ્યું, "હેનરી, તારું ભોમિયાનું કામ. તું આમ ચિડાય છે કેમ ?"

તેણે ડોક હલાવી જવાબ આપ્યો, "મશ્યૂર, અહીં આવું, આ બધી છોકરીઓ તરફ જોઉં, તેમની સબાકા મારતી જીભો જોઉં એટલે ચીતરી ચડે છે, મન ચિડાય છે, સ્ત્રીનો તિરસ્કાર છૂટે છે ! કેવી આ જાતિ ? એમનામાંથીજ એકનો મારી માના પેટ જન્મ થયો છે, એ ખરૂં લાગતું નથી."

મેં વળીને પાછળ જોયું. બારણાંમાંથી તેમની હેરફેર, તેમના

ચાળા દેખાતા હતા. કાચના કબાટમાં મૂકેલી સર્પિણીઓ જ જાણે! ઝેરી પણ નજર જડી દે એવી!

૩૭

મારી ટેવાઇ ગયેલી નજરને હૅર્ટાની આ સ્થિતિ માટે શું લાગવાનું હતું? હોય છે શું આ ભૂલભૂલામણીમાં? સ્રીનું શરીર? રકતમાંસની માટીમાં નવા રોપ ઊછેરવા માટે સજ્જ એવાં સૃષ્ટિના બાગમાંનાં કૂંડાં. પણ આજ શરીરની આસપાસ પુરૂષોનાં સુંદર સ્વપ્નોનાં ફૂલપંખી રખડતાં હોય છે.

તેમાં વળી દયિતાના આત્માપર્ણનો અસીમ આવેગ! તેના પ્રવાહમાં ન તણાવું અશકય જ. પણ મને આશ્ચર્ય થયું! અસહ્ય માનસિક તાણને લીધે હૅર્ટા બેશુધ્ધ થઇ. કબાટની પાસેજ નીચે પડી ત્યારે મને ભાન આવ્યું. જગાએથી ઊઠયો!

તેને ધીમેથી ઉપાડી. બર્થ ઉપર મૂકી. તરતનાજ જન્મેલા નાનકડા બાળકની જેમ તે પડી હતી!

૩૮

બધા પત્રો ઉપર આગબોટની છાપ છે. પ્રવાસમાં તે લખેલા છે. જે ક્રમે તે આવ્યા તેજ ક્રમે આગળ આપું છું. તેનું ભાષાંતર મેંજ કર્યું છે.

(૧)

મુંબાઇ અને કોલંબોની વચમાં
—સપ્ટે. ૩૯

બૉબ, તમે બધા ગયા આખરે?

બધા ગયા અને પાછળનાને દુઃખમાં નાખ્યા, હેર કાયટેલ પોતાની નોટબુકો વીંટીને બેઠા છે. તેમનો અંગ્રેજી શીખવાનો ઉત્સાહ હમણાં તો આથમી ગયો છે. મિ. વિલ્વંસ અંગ્રેજી

સરસ શીખત્તા એમ તે કહે છે.

ઓખાપલની તને ખબર છે કે? તમારી સાથે એક ઍંગ્લો-ઇંડિયન છોકરી હતી. તેના આળસુપણાની તું મશ્કરી કરતો. પણ તેનું જ જોઇને તેં મને પહેલીવાર પાસે લીધી! ઓખાપલ અને તેની વર્તણુંક એ ઉછ્રૃંખલતા નહોતી. તેમણે લગ્ન કરવાનું નક્કી કર્યું હતું. તે ગઇ. હવે ઓખાપલ ખાલી બારમાં બેસી રહે છે. કોઇની સાથે બોલતા નથી ચાલુ દારૂ પીએ છે,

લુઇની તને યાદ આવે છે કે? જેમને ખાતર તેણે પોતાના જર્મનપણાનું અભિમાન પણ છોડયું તે તેના 'ઑંકલ' શિંદે તેને મૂકીને ગયા! હવે તે વચમાં જ માને કહે છે, "મુટી, I like English, very much!" "મુટી, તું બોલ જોઉં, Baby, I like you!"

ડૉકટર શિંદેની યાદ આવે એટલે હૈયું ભરાઇ આવે છે. આપણી બધાની પ્રીતિને અપેક્ષાનું કિલ્મિષ હતું. પણ લુઇ ઉપરના તેમના સ્નેહમાં સ્વાર્થ કયો હતો? જે રાત્રે આપણે બેભાન થયા તેજ રાત્રે તેમણે લુઇને હું દત્તક લઉં છું એમ તેની માને કહ્યું. તે તેને છોડવા તયાર થતી નહોતી. ત્યારે તેમણે તેમને બંનેને સંભાળવાનું સ્વીકાર્યું. બધું નક્કી થયું. મુંબાઇમાં આખો દિવસ ખટપટ કરી.

પણ બધું વ્યર્થ નીવડયું. તને જે જવાબ મળ્યો તેજ તેમને મળ્યો. ટાઇમ્સમાંનું કાળી લીટીઓના ચોકઠામાંનું તેં બતાવેલું જાડું મથાળું સતત નજર સામે આવે છે? તમારી ને અમારી આશાઓનો એ મૃત્યુ લેખજ હતો! "Britain is at war with Germany!" અમે જર્મન પાસપોર્ટવાળાં જર્મન નાગરિક છીએ. શત્રુ છીએ! હિંદુસ્થાનનાં દ્વાર અમારે

માટે બંધ થયાં.

બૉબ, ગઇ કાલે આપણે બધા સ્નેહી હતા. આજે શત્રુ થયા! દસ દિવસ પ્રીતિની રમતો રમ્યા. સમુદ્રના આંગણામાં આજે બધું રણાંગણ થયું! યુધ્ધ યુરોપમાં શરૂ થયું છે! હું જર્મનીમાંથી છૂટી છું. પણ યુધ્ધમાંથી છૂટી કે તેમાં સપડાઇ. જર્મનીમાં હોત તો એકાદવાર હવાઇ હુમલામાં સપડાત. એકજ વાર મરત! પણ હવે તારા વિયોગથી ક્ષણે ક્ષણે વિયોગની યાતનાઓ ભોગવવી પડે છે!

આપણે એકમેકના ખરેખર શત્રુઓ છીએ કે? પરમ દિવસે ઓળખાણ નહોતું, ગઇ કાલે સ્નેહી થયા અને આજે શત્રુ! તારી ને મારી પ્રીતિના કરતાં પણ આ ખેલ કેટલો અતર્ક્ય! તું તો બ્રિટિશ નાગરિક ય છે. હું જર્મન નાગરિકત્વ ગુમાવી બેઠી છું. અમને દેશવટો મળ્યો છે તોયે અમે શત્રુ!

પણ હું જર્મન છું એ વાત સાચી. અને રહીશ પણ જર્મનજ! કાળજું તૂટે છે. પેલો સુંદર વાડો હવે ખાખ થઇ જશે. શિયાળો નથી ત્યારે આવો વિનાશ કેમ થાય છે તેનો અર્થ જંગલનાં ઝાડને સમજવાનો નથી. તોપોના ગડગડાટથી જર્મનીનું સુંદર આકાશ ગાજતું હશે, ભૂમિ કંપતી હશે!

અમારે શું કરવું વારૂં? યહુદીઓ દ્રોહી છે એમ નાઝીઓ કહે છે. આ સ્ટીમર ઉપરના યહુદીઓ કહે છે, તક મળશે તો બ્રિટિશ લશ્કરમાં ભરતી થઇશું, જર્મન નાઝીઓની સાથે લડીશું!

એટલે બૉબ, અમે જર્મન, જર્મની સાથે લડીશું એમ કહીએ છીએ! છીએજને અમે કુલાંગાર? જર્મનીનો વિજય ઇચ્છવો કે પરાજય? જર્મનીનો વિજય એટલે નાઝીઓનો વિજય! છળનો, વેરનો, લોકશાહીને રૂંધી નાખનારા તત્ત્વજ્ઞાનનો

વિજય! જર્મનીનો પરાજય એટલે મારા દેશનો પરાજય! શું સ્વીકારું? કહે. તત્ત્વો મોટાં કે દેશ મોટો?

આવેજ વખતે વિચાર આવે છે. કામદારો ઉપર ખૂબ જુલમ થાય તો નિરાશાના રોષથી ભડકી ઊઠીને તેઓ બંડ કરવા તૈયાર થશે. એવી કૉમ્યુનિસ્ટોની ઇચ્છા હોય છે. મને થાય છે, દુનિયા આખીમાં પ્રસરેલા દેશાભિમાનના સંકુચિત બંધ તૂટી જાય. નાઝી તત્ત્વજ્ઞાન દેશદેશમાં ફેલાય તો અલ્પ સંખ્યાવાળી કોમોની કનડગત થશે તેઓને દેશવટો લેવો પડશે. ધીમે ધીમે અમુકજ દેશ મારો એવી ભાવના તેમની આગળની પેઢીની રહેશે નહિ. દુનિયા એજ માનવજાતિની માતૃભૂમિ બનશે! મારી મા પોલંડમાંની છે. મારો જન્મ બર્લિનમાં થયો. મારાં છોકરાં શાંઘાઇમાં જન્મશે! દાદી પોલંડની, મા જર્મનીની અને પોતે ચીનનાં એવાં એ છોકરાં કયા દેશમાટે ઝગડશે!

પણ દૂરના સુખસ્વપ્નને માટે પણ આજે હિટલરશાહીનો વિજય નથી જોઇતો! આજે મારો દેશ પરાજિત થાય તો પણ ચાલશે. ગુંડાશાહીનો નગ્ન નાચ દુનિયા આખીમાં શરૂ થશે તો તે પાપનાં પોટલાં આવતી કાલે જર્મનીના જ—મારા દેશને જ માથે પડશે ને?

અને મને પોતાને લાગે છે, યુદ્ધો શરૂ કરનારા હિટલરોની વિરુદ્ધ અમારે સ્ત્રીઓએ જ લડવું જોઇએ!

અમારો જ તે હકક છે. અત્યારની સંસ્કૃતિએ સ્ત્રીઓ સામે ઊભો દાવો માંડયો છે! એક પેઢીમાં બે યુદ્ધો! રાષ્ટ્રોનાં વૈભવ આજે યુદ્ધોના સામર્થ્ય ઉપર, સંહારના સામર્થ્ય ઉપર, માણસોને મારવાની શક્તિ ઉપર અવલંબીને રહે છે! અમારો સ્ત્રીઓનો વૈભવ નિર્મિતીના સામર્થ્ય ઉપર આધાર રાખે છે! ડૉકટર શિદેનું સ્નેહાળ સંગોપન અનાથ લુઇને ન મળી શકયું. ઓખા-

પલના અથવા તારા અને મારાં પ્રીતિવિવાહથી જન્મ્યાં હોત તે બાળકો અજાત રહ્યાં! હું, લુઇની મા, અહીં હોત તો તે ખ્રિશ્ચન તરુણો અમે યુધ્ધની વિરુધ્ધ એક થયાં હોત! આવતી કાલે સૈન્યભરતી માટે જેમના પિતા, ભાઇ, પ્રિયતમ અથવા પતિઓ જશે તે દુનિયામાંની બધી સ્ત્રીઓને માટે એક થવું, ગુંડાશાહીની સામે લડવું અશકય છે કે?

બૉબ, હું બ્રિટિશોની વતી લડવા જાઉં તો મને લશ્કરમાં લેશે કે?

હૅર્ટા

## ૨

કોલંબો—સિંગાપુર.

ગઇ કાલે થતું હતું કે આખી દુનિયામાં દાવાનળ સળગ્યા છે. હવે વ્યકિતના સુખદુઃખનો શો હિશાબ! મૂંગા મારની જગાએ બીજેજ દિવસે વધારે કળતર થવા માંડે છે. મેં તારા મારા પ્રીતિવિવાહ વિશે જે લખ્યું તે હવે ખરૂં પણ લાગતું નથી.

પરોઢિયે તું ઊઠયો, મને ડેક ઉપર લઇ ગયો, અને બોલ્યો, 'હૅર્ટા, હું તારી સાથે લગ્ન કરવાનો વિચાર કરૂં છું!'. મને આકાશ બે આંગળ રહ્યું. શાંઘાઇથી પાછા આવવાની આશા બંધાવા લાગી. મને વિશ્વાસ બેસે નહિ. કેટલોક વખત હું આનંદથી હતબુદ્ધ થઇ!

બૉબ, પહેલે દિવસે તેં મને પાસે લીધી અને પશ્ચાતાપથી તુરતજ દૂર ગયો. મને કહ્યું, "હૅર્ટા, આ વર્તણુંકનો અંત નથી. હું તારી સાથે લગ્ન કરી શકતો નથી."

ત્યારે જ મેં તને કહ્યું હતું. પ્રીતિની રમતમાં મન જે સુખસીમાએ પહોંચે છે તેટલો અંત મારે બસ છે! મારા જીવનમાં લાંબી લચક અંધારી રાત્રી શરૂ થઇ હતી. તારા સ્નેહની

પગો તે જ તેમાંનાં પ્રકાશનાં કીરણો હતાં. તેટલાથી જ હું મુગ્ધ થઇ. તેટલાથી જ હું સંતુષ્ટ હતી.

તે દિવસે સવારે તું લગ્ન માટે કેમ તૈયાર થયો વારું ? તારું મનગમતું તત્ત્વજ્ઞાન હું જાણું છું. સ્ત્રી પુરુષનો શિકાર કરે છે. બધા યત્ન નિષ્ફળ જાય એટલે તે તેના માર્ગમાં મોહની જાળ નાખે છે. તેને હાથે પોતાના અપરાધ કરાવે છે. અપરાધીપણાનું ભાન તેને થાય એટલે તેનો બદલો વાળવા પુરૂષ ગમે તેવો ત્યાગ કરે છે. તેને વશ થાય છે. એમ જ ને ?

જતી વખતે પણ તેં મારી ક્ષમા માગી. તેં મારો શો અપરાધ કર્યો ? રાત્રે પણ તેંજ મને બચાવી લીધી ! બૉબ, મારી સાથે લગ્ન કરવા તૈયાર થયો, તેમાં કયા બદલાની તારી ભાવના હતી ?

બર્લિનમાં હતી. એકલવાયાપણું અસહ્ય થતું. ત્યારે હું શેતરંજની રમત શરૂ કરતી. સામેની ખાલી ખુરશી એજ મારી પ્રતિસ્પર્ધી. તેનાં સોગટાં હું જ રમતી. મારું પણ હુંજ રમતી. ઘણીવાર હુંજ હારતી. આપણી રમત પણ આવીજ એકતરફી જ હતી ને ? મેં જ મોહ કર્યો. તારા તરફથી કરાવ્યો. તને સ્ત્રીનો પરિચય છે એ મેં જોયું. તેના તિરસ્કારનું નાટક કરવું એ તને ગમતી વાત છે એ પણ મેં જોયું. મારું ખેંચાણ અસીમ હતું. તારી ઇચ્છા વિરૂદ્ધ પણ તને તે ખેંચીને ઘસડી ગયું એ હું જાણુતી હતી. તારો જો મારી ઉપર પ્રેમ નહોતો તો મારી સાથે લગ્ન કરવા તું કેમ તૈયાર થયો ? બૉબ, કેવળ મારી દયા લાવીને ?

બૉબ, મારે દયા નથી જોઇતી. આશ્ચર્યની પણ ગરજ નથી. મિ. મન્નાન મને લગ્નનો આગ્રહ છેવટ સુધી કરતા હતા. તેમને તારા ઉપર ગુસ્સો આવતો. આપણો પરિચય તે જોઇ શકતા

ન હોતા. તેમની સાથે લગ્ન કર્યા પછી દેખાનારાં સુખી દિવસોનાં ચિત્રો તે સતત આલેખતા. મને તેમનો ગુસ્સો આવતો નહિ. પણ કંટાળો આવતો. મેં તેમને નકાર આપ્યો.

તું મળ્યો ન હોત તો શું કર્યું હોત કોણ જાણે? તેમનો સ્વભાવ ખૂબ સ્નેહાળ છે. મહત્વાકાંક્ષી છે. એડન પછી તેમણે મારી અને માની કેટલી બરદાસ્ત કરી! એક દિવસ તો મને ભાનજ નહોતું. તે ફળ લાવતા, ખાવાનો આગ્રહ કરતા. અને હું કહેતી, "ઑાબ, ફળ નથી જોઇતાં. થોડી બ્રૅન્ડી આપ."

પણ તેમણે ગુસ્સો કર્યો નહિ. મારી શુશ્રુષા છોડી નહિ. કેટલા કડવા ઘુંટડા ગળી ગયા હશે? આગલી રાત્રે વિદાય લેવા માટે તે અમારી કેબિનમાં આવ્યા. મને કહે, "ફ્રાઉલાઇન, તમને મારા સમ છે. હું કહું છું તેજ બરાબર:માને જર્મનમાં કહો." મને ખ્યાલ ન હોતો. મેં કબૂલ કર્યું.

માને અંગ્રેજી મુદ્દલ સમજાતું નથી. હું તેમના ચહેરા તરફ જોતી હતી. ખાલી—ગળું ભરાઇ. આવ્યું. તે જ અવાજમાં તેમણે કહ્યું, "મા, મારે બાપ નથી, મા નથી, ઘરનો સુખી છું. તમારી દિકરી ઉપર મારો બહુજ જીવ છે. કેટલો છે તે કેમ કહું? તેને મારી પત્ની થવા કહો. તમે અમારી મા થાઓ!"

મારું હૈયું ભરાઇ આવ્યું. તે પણ રડતા હતા. મારાથી બોલાય નહિ. મા બિચારી હતબુદ્ધ થઇ! આપણે નાચ માટે ગયાં, ત્યાર પહેલાંની આ વાત છે. માની ને મારી થોડી લડવાડ પણ થઇ!

તેમનાં સ્વપ્ન ઇસ્લામના ગૌરવનાં છે. હિંદુસ્તાનમાં હિંદુ રહેશે નહિ, તે દિવસની તે આતુરતાથી રાહ જુવે છે. તેમની સાથે લગ્ન કરૂં તો આવતી કાલે અમારાં બાળકોને તારાં

બાળકોનો દ્વેષ કરવાનું અમે શીખવ્યું હોત!

પણ નથી જોઇતી તે કલ્પના. તું મળ્યોને? આ દસ દિવસ નાં સંભારણાં ઉપર હું ઘણા દિવસ જીવીશ.

હૅર્ટા.

૩

સિંગાપુર–મણિલા

બસ બૉબ. મનને વાળવું પણ કેટલું? મારે તું જોઇએ છે. તું મળતો નથી. મારું મન વિદીર્ણ થાય છે!

આવીજ શિક્ષા જોઇએ. હું પાપી છું. અપરાધી છું. તું કોણ ક્યાંનો તે જાણતી નહોતી. આવ્યો અને ગયો પણ ખરો. પણ તારા ઉપર પ્રેમ કર્યો. જનલજ્જા છોડી. મનની લજ્જા પણ આખરે ફગાવી દીધી. કાર્લની પ્રીતિનો ટોટો દાબ્યો. આના કરતાં બીજા કયા મોટા અપરાધ કરવાના? મને આજ શિક્ષા જોઇએ.

સુસ્થિત, સુરક્ષિત જીવન માણતી મારી ભગિનીઓ મને ક્ષમા કરે! બિચારી ભાગ્યવતી છે. તેમની પ્રીતિનો ધ્રુવ અચળ રહે છે. ભક્તિનું દૈવ ભ્રષ્ટ થતું નથી. નિષ્ઠાને સાતત્યનું વરદાન મળે છે! હું સ્ત્રીજ છું ને? મેં કેમ આવું કર્યું?

બૉબ, હું ઉત્પાતમાં સપડાએલી અસહાય સ્ત્રી છું. ઝાડ ભાંગી પડે તો પણ વેલ ઊખડીજ પડે છે. એવું નથી. પણ મારાં મૂળિયાં તો ખોદી કાઢેલાં. અમે સ્ત્રીઓ ચંચળ મનની હોઇએ છીએ. પણ સ્વાર્થમાં જાગ્રત હોઇએ છીએ. અને પ્રીતિનું દાન તો બીજાના તનમન ધનની તુલા લઇનેજ કરીએ છીએ! મને યાદ આવે છે. સમજણી થઇ ત્યારથી હું ઘણીવાર આકર્ષાઇ છું. અમારી સામે તમાકુની દુકાન હતી. ત્યાંના છોકરાનું હસવું બહુ મીઠું હતું. પણ બોલવું મૂર્ખાઇ ભરેલું! ઘેર એક ડૉક્ટર

આવતા. વિશાળ, હમેશાં ગંભીર, અને કામમાં ખૂબ હોંશિયાર તેમનામાં સામર્થ્ય જણાતું. પણ તેમનામાં થોડુંએ હળવાપણું નહોતું! બર્લિનમાં મારી કૉલેજમાં એક દિવસ નવા પ્રોફેસર આવ્યા. હસમુખા, હોંશિયાર અને ખૂબ વિદ્વાન. પણ તેમના મનને પક્ષાઘાત થયો હોય એવું હતું! તેમને પુસ્તકની બહારની દુનિયાનો સ્પર્શ જ નહોતો!

બધાની સાથે હું રમી, ફરી, નાચી, અને રખડી. ભ્રમર ફૂલમાં રમે છે, પણ ઘર કરે છે લાકડાનો જાડો પાટડો જોઈને! મને કાર્લ મળ્યો. તેની વર્તનમાંની એંટ, બોલવાનો આવેશ, અને નક્કર વિનોદી વૃત્તિ બધાં ઉપર હું મુગ્ધ થઈ. તેના અવાજમાં પ્રવાહ હતો. હસવામાં નિખાલસતા હતી. તે હોંશિયાર હતો. વિદ્વાન નહોતો, પણ સમર્થ હતો. તેની મુઠીમાં મેં મારી જાતને મૂકી અને ભવિષ્ય વિશે નિશ્ચિંત થઈ.

ત્યાર પછી પ્રલય આવ્યો. અમારાં ઘર જમીનદોસ્ત થયાં. સ્વપ્નો ધૂળભેગાં થયાં. કનડગત, અપમાન, ઉપહાસ, જુલમ બધાંએ કેર વર્તાવ્યો! સુખના મોકળા મેદાનમાં વાયરો ખાધો હોય તેમ દોડનારું મનનું વાછરડું ઘરમાં આવ્યું. તેણે આસપાસ વાડ ઊભી કરી, પોતે બંદી છે એ પણ તે ભૂલ્યું. બહારની દુનિયાની તેને બીક લાગવા માંડી.

આગબોટ ઉપર આવી ત્યારે આવી સ્થિતિ હતી. પાન-ગૃહમાં તું પત્તાં રમતો હતો. તું મોટેથી નિખાલસ હાસ્ય હસ્યો, મારું તારા તરફ ધ્યાન ગયું. બૉબ, જૂના કરારમાં જે જેરિકો નગરની વાર્તા આવે છે તે નગરના કોટ ઇસ્રલાઇટના આગમનના રણશિંગાના નાદથી ધ્રૂજી ઊઠ્યા અને ઢસળી પડ્યા. નગર મુક્ત થયું. તારા નિર્ભય હાસ્યના વિનોદથી પેલી વાડની ભીંતો એવી જ રીતે જમીનદોસ્ત થઈ! મારા મનનું ગામ તારા

સ્વાગત માટે આતુર થયું ! અને આપણી નજર મળી ! અહા ! શરીરે ઊઠેલા રોમાંચ તે તારા સ્વાગતનાં તોરણો હતાં. હૃદયમાંનો ધડધડાટ તે આનંદનો જયઘોષ હતો !

ઘણીવાર મને થાય છે, અમે સ્ત્રીઓ પુરુષો ઉપર પ્રેમ કરતી નથી. પોતાના મનોધર્મ ઉપર કરીએ છીએ. અમારે અપેક્ષાઓ હોય છે, આશાઓ હોય છે. તે પૂરી થાય એવું દેખાય ત્યાં અમારૂં ધ્યાન ચોંટે છે. એકાદ આવું સ્થાન જતું રહે તો બીજું તેજ પ્રકારનું મળતાં સુધી મન નિશ્ચેષ્ટ પડી રહે છે. દેખતાં જ આંખો ઉઘાડીને જુએ છે, જાગી ઊઠે છે. પરલોક વિદ્યાનાં પુસ્તકોમાં મેં વાંચ્યું છે. જે માણસોમાં સંચાર કરવાની શકિત હોય છે તેમનું કોઇ નિશ્ચિત જગાએ, નિશ્ચિત વાતાવરણનો ભાસ થતાં જ ભાન અદૃશ્ય થઇ જાય છે. પ્રીતિના સંચારની શકિત પણ આવી જ રીતે તેના તીર્થના દર્શનથી જાગી ઊઠે છે. તું આને દ્રોહ કહીશ કે ?

તારા તરફ મારૂં ધ્યાન પહેલાં આવી જ રીતે ગયું. તારામાં કાર્લની એંટ છે. મળ્યાં તે દિવસે તારો પોશાક વ્યવસ્થિત નહોતો, પણ તેમાં બેદરકારી હતી. તે તારા પોતાના અસ્તિત્વનું પ્રમાણ આપતી હતી. કાર્લના જેવું જ તારૂં હસવું કાનમાં ઘૂમે છે, બોલવું મનને ગજવી મૂકે છે ! મજાનમાં આર્જવપણું હતું; પણ તું પ્રીતિની રમત પણ લડાઇના જેવી જ રમે છે। તસુતસુ હઠે છે, તે પણ લોહીલુહાણ થઇને અથવા બીજાને તેવો કરીને ! અને મારા વહાલા છોકરા, આખરે જીતે છે ત્યારે પણ જાણે પોતે જ હાર્યો હોય તેમ કેટલું મોહક દાક્ષિણ્ય દાખવે છે !

અનેક દુઃખોના અકસ્માતોથી, આશંકાઓથી, ભીતિથી મારા કાળજાનું પાણી થાય છે. તે મનનો તેં સ્વીકાર કર્યો. ઇસુની કેવળ

નજરથી પ્યાલામાંના પાણીનું સુંદર મદ્ય થયું ! તારા સ્વીકારથી મારા સંગ્રહેલા, ડહોળાએલા જીવનમાં આશાની આરક્તતા આણી ! હમેશાં કઠોર ભાસતી તારી નજરમાં કવચિત આર્દ્રતા ચમકે છે. તે ઊંડે છુપાએલા ઝરણાની શોધ કરવા મન ઉત્સુક થાય છે. તારૂં કઠોરપણું. કેટલુંયે ખણ્યા કરવું પડે, મહેનત પડે, પ્રાણ હાંફી જાય તો પણ તે શ્રમમાં આનંદ આવે છે. અને છેવટે થાકીને મનનું ઘેલું પંખી તારા હાથમાં સોપ્યું કે જોતજોતામાં તું પોતેજ નાજુક થઇ જાય છે ! મધુર શબ્દોના ફૂલોના, કલ્પનાઓના હિંદોળા બાંધી આપે છે, તેમની ઉપર તે પંખીને ઝુલાવતો બેસે છે.

આજ પ્રીતિના અપાર વૈભવને મારા અપૂર્ણ હાથથી લૂટવાનો મેં વારંવાર યત્ન કર્યો. તો પણ તે વધ્યોજ ! તું મારે જોઇએ છે. ઑાબ. પણ તું મળતો નથી તેથી મન શતશઃ વિદીર્ણ થાય છે !

હૅર્ટા

